## રમેશ જોશીનાં પ્રસિદ્ધ પુસ્તકો

* સત્તાવનનો સાથી
* બ્રહ્મશિલા
* રાયએનીરાય
* ભગવોઅંચળો
* મલિક ગોપી
* દીવાન ધનેશ્વર
* શૂક્ર મેખલા
* ઈમારત અને અવશેષો

– હવે પછી –

ચિત્ર પટકથા

સદેવંત સાવળીંગા

રસિયોવા'લમ

* સરખેલ (ઐતિહાસીક)
* કાયાવરોહણ ( પૌરાણીક )
* ગોરીકરલે સિંગાર (ઐતિહાસી
* ડેડલેટર ( સામાજીક)
* મેવાસની મૂક્તિ ગાથા,

– નાટ્ય સંગ્રહ –

* કુંવારી ધરતી
* કિર્તિ ભૂખ અને બીજા નાટકો

# અનુક્રમણિકા

# ગમે તો વાંચજો

'ઈમારત અને અવશેષો' એટલે વડોદરા શહેરનો સૈકા જુને ઈતિહાસ. જ્યાં આજે પુરાણા ગૌરવ કે પુરાણા ઈતિહાસમાં કોઈ રસ રહ્યો નથી. ત્યાં વળી એક નગરના ઈતિહાસમાં કોને રસ પડે મન સવાલ કરે છે. પરંતુ મારી પાસે એનો કોઈ ઉત્તર નથી. અત્યા પહેલાં પ્રસિદ્ધ થઈ ચૂકેલી મારી ઐતિહાસીક નવલકથાઓના પ્રસિદ્ધ ટાણે પણ મનમાં આવું જ કંઈક થતું.

પરંતુ આજે ભલે કોઈ એની નોંધ ન લે. પચાસ વર્ષ, સો વર્ષ પછી કોઈ એકાદ વ્યક્તિને પણ આ લખાણો ઉપયોગી નિવડશે તો લખ્યું સાર્થક નિવડશે. એવા જ કોઈક સંતોષ સાથે હું લખું છું-લખતો રહીશ. ધન કે કિર્તિની એષણાવીના.

આર્થિક સહાય માટે ગુજરાત સરકારનો હું ઋણી છું. ટાઈટલ ચિત્ર માટે મારા સ્નેહિ શ્રી મહેન્દ્ર શેઠ (નેશનલ ફોટો સ્ટુડીયો) અને કેર આર્ટવાળા કલાકાર મિત્ર શ્રી વિનોદ રાબળની મમતાને તો કેમ ભૂલાય ?

'મહીલા મુદ્રણાલય' ના વ્યવસ્થાપક શ્રી ડાહ્યાભાઈ પટેલે અંગત રસ લઈને મારા કાર્યને વધુ સુગમ બનાવી દીધું એમનો મારા પ્રત્યેનો સદ્‌ભાવતો હું કેમ ભૂલું ?

ગુજરાતના એક નગરની આ વાત છે. તમને ગમે તો વાંચજો નહીં તો ભલે ભાવિ પેઢીના કોક 'એકજણ' માટે વાટ જોતી પડી રહે.

અષાઢી બીજ ૧૯૮૧

રમેશ જોશી

૫/૩ હિમાલયા પાર્ક,
ઈન્કમટેક્ષ સામે,
અમદાવાદ-૩૮૦૦૧૪.

# 'પ્રવેશ'

ધરા, ધરતી, પૃથા – વસુંધરા. માનવીએ પૃથ્વી માટે આપેલાં
નેક વિધ નામો. ધરતીના પટ ઉપર જીવતો માનવી એને કોઈ
! નામે ઓળખે – ઓળખાવે પરંતુ એના ખોળે ખેલતા માનવીએ
ં પૂજન કર્યું છે તો માતૃસ્વરૂપે જ.

ધરતીનું મંડાણ થયું ને એના પર બ્રહ્મા–પ્રજાપતિ એ સૃષ્ટિની
ના કરી. અબોલ ધરતીના કણકણ ઉપર ચેતન સૃષ્ટિનો જન્મ
. એ કણેકણને વાચા આપી.

માનવ જુથે પોતપોતાના વાડા બાંધ્યા અને એ વાડાને પોતાને
ગમતાં નામો આપ્યાં. ધરતીના એ ટુકડા વિધવિધ નામોથી
નવ જાત ઓળખવા લાગી.

અને આમ થઈ ખંડ – ઉપખંડની રચના.

જન્મથી જ હક્ક અને માલકીપણાની ભાવના લઈને જન્મેલો
નવી આટલેથી સંતોષ માને તેમ નહોતો. એને તો પોતાને માટે
ાના કુંટુંબ માટે પોતાના જુથ માટે–ને સાથીઓ માટે જગ્યા
ઈતી હતી. એ જગ્યા માત્ર ઊભા રહેવા માટે નહિ રહેવા માટે જીવવા
. માલિકી ભાવ અને જીવતર માટેની જીજીવીષામાંથી જન્મ્યુ યુદ્ધ.

ધરતી એટલે માતા વસુંધરા, માતૃસ્વરૂપ એટલે કોઈ એકનું
સર્વસંતાનોનું, ધરતી ઉપર કોઈનો માલકી હક્ક હોઈ ન શકે.
તુ પેલો અબુધ માનવી તો જન્મ જન્માંતરે પણ ધરતી ઉપર

હક્ક અને માલકી – સત્તા માંગતો જ આવ્યો. જેણે જેણે ધ
દબાવી પોતાની માલકી સ્થાપિત કરવા પ્રયત્નો કર્યા તે કાળ
એકજ ઝપાટે અનંત ગર્તામાં હડસેલાઈ ગયા. ન એ અંધ
ધકેલાઈ ગયેલા માંધાતાઓના શરીર ઉપર નામ ઉપર વળી
અજીત પૃથ્વીના પડ ફરી વળ્યાં.

બુદ્ધિ અને ચેતના ધરાવતા માનવીએ વખતો વખત એ
ને શાંતિની નોંધો રાખવા માંડી.

પુરાણ કાળના માનવીઓ પરંપરાગત એ વાતો યાદ
આવ્યા. ભુલાતી યાદોને સંઘરી રાખવા માટે 'લેખન શોધ
એમાંથી તામ્રપત્રો, ભુજપત્રો, શિલાલેખો ને કાપડ આ
અસ્તિત્વમાં આવ્યા.

અને એમાંથી રચાઈ ઇતિહાસ પરંપરા.

માનવી એ ઇતિહાસમાંથી પ્રેરણા મેળવતો રહ્યો. અને પે
ભાવિ માર્ગનું એને એમાંથી માર્ગદર્શન મળતું રહ્યું.

આપણે જોયું કે ધરતી કોઈની થઈ નથી અને થવાની

આમ છતાં પણ છેક સૃષ્ટિના સર્જન કાળથી તે આજ
માનવી એ ધરતી પર હક્ક કરતો જ રહ્યો છે.

સાધન અને શક્તિના બળે બીજાને દબાવી બીજાને કચ
માર્ગ કરતોજ રહ્યો છે.

શાંતિ-સુખના પોકારો પાડતા એ માનવીઓએ સરજ
તો માત્ર અશાંતિ અને અસુખ જ.

ભારત-હિંદુસ્તાન-એક માનવ જુથે પોતાના આગવા ધ
પટને આપેલું નામ.

માનવી ઇતિહાસ આલેખતો થયો ત્યારથીજાણું બને



નામ. એ પહેલાં એટલે કે સૃષ્ટિની રચના કાળે શું નામ અપાયું હશે તેનો કોઈ ઉલ્લેખ નથી અને હોય તો તે મારી જાણમાં નથી.

ગમે તે હોય પરંતુ, આપણા એ ભારતમાં પુરાણકાળના પ્રારંભમાં વસતી વસ્તીને ઉત્તરમાંથી આવેલા આર્યોએ અનાર્ય તરીકે ઓળખાવ્યા.

સરજનહારે માનવીના સ્વભાવમાંજ આ એક ખોડ પ્રથમથી જ મુકેલી હોય એમ લાગે છે. પ્રત્યેક માનવી પોતાને શ્રેષ્ઠ અને અન્યને અશ્રેષ્ઠજ માનતો આવ્યો છે. પોતાની તેજ સાચી સંસ્કૃતિ અને અન્ય પાસે સંસ્કૃતિ જેવું કોઈ ધન હોઈ જ ન શકે.

અહીં તમને થોડુંક આશ્ચર્ય થશે. સમગ્ર સૃષ્ટિની વાતમાંથી હું તમને ધીરેધીરે ભારતના પૃથ્વી પટ ઉપર ખેંચી લાવ્યો અને હવે એ વિશાળ પટ ઉપરથી સમગ્ર પૃથ્વીના એક અણુ ભાગ રૂપ વટપદ્ર વડોદરાની ધરતી પર દોરી લાવું છું.

કારણ ? કારણ કે આપણે માત્ર એ એકજ નગરની ધરતી પર ઉભેલી ઈમારતો ને પડેલા અવશેષો સાથે નિસ્બત છે.

આર્યો પોતાની આર્ય સંસ્કૃતિ સાથે ઉત્તરમાં છેક હિમાલયથી આગળ વધતાં વધતાં સરસ્વતિના ઉત્તર તીરે સ્હેજ વિરામ લેવા થંભ્યા હતા.

આર્યોના બળ આગળ હતાશ થયેલા-હારેલા અનાર્યો આગળ ને આગળ છેક દક્ષિણ તરફ દોડતા જ જતા હતા.

અને ત્યારે સાભ્રમતિ અને નર્મદાના પટ વચ્ચેના પ્રદેશમાં ધરતીનો પ્રથમ સમાજવાદી સમાજ રચનાનો ઉદ્દઘોષક મહર્ષી વિશ્વામિત્ર આર્ય અનાર્ય સંસ્કૃતિના સમન્વય માટે પુરૂષાર્થ આદરી રહ્યો હતો.

અહીં મળે છે આપણને વટપદ્રની ધરતીનો પ્રથમ ઉલ્લેખ.

ઈમારત અને અવશેષોમાં વટપદ્ર વડોદરાની ધરતી ઉપરનોજ ઈતિહાસ આલેખવા આછો પ્રયત્ન થયેલો છે. એમાં સંશોધનનો કોઈ દાવો નથી. સંશોધનનો દાવો કરતા માનવીઓ એક વાત ભુલી જાય છે કે એ બધીએ વાતો કાળના ચોપડે આલેખાએલીજ પડી છે. હા સંશોધક માત્ર એના પરના પડ ખસેડવાનું કાર્ય કરે છે.

મેં માત્ર મને મળેલી વાતોને–વિગતોને મારી ભાષામાં મૂકવાનો પ્રયત્ન કર્યો છે.

ધરતીના પ્રત્યેક પટને પોતાની કંઈક કથા હોય છે. કંઈક ઈતિહાસ હોય છે. ધરતી વારા ફેરાલે અને પરિણામ ઈતિહાસનો પટ લંબાતોજ રહ્યો.

વડોદરાની ધરતીએ છેક પુરાણ કાળથી પોતાનો ઈતિહાસ સંઘર્યો છે. અને એના અવશેષો એની સ્મૃતિઓ એ વાતની શાખ પુરે છે.

ઈમારત અને અવશેષોમાં પુરાણ પુરૂષ વિશ્વામિત્રથી કથાનો પ્રારંભ થાય છે.






# ૧ "વિશ્વમૈત્રેયી"

વટપદ્રક – વડોદરા... વિરક્ષેત્ર વડોદરાના અસ્તિત્વ અંગે પંદરસો વર્ષ પૂર્વેનો પુરાણો ઈતિહાસ પ્રાપ્ત થાય છે.

વડોદરામાં અત્યારનો સલાટવાડાનો વિસ્તાર આજે તો પચરંગી વ્યવસાય ધરાવતા માણસોથી ભર્યો ભર્યો લાગે છે. પરંતુ એક કાળે આ વિસ્તારમાં નામી–અનામી સલાટોનો વસવાટ હતો. એક એક ઘરને એક એક વાડો પથ્થરને ટાંકણાના અવાજોથી ધમધમતો હતો. વડોદરાના શિલ્પી સલાટોને ચારેકોર કામ મળી રહેતું હતું. એમની કલાને કારીગરીની ચોમેર નામના હતી. એવા હતા વડોદરાના સલાટો ને એવો હતો એ સલાટવાડો.

એ સલાટવાડાની મધ્યમાં વડોદરાના ગાયકવાડી અમલમાં જાણીતા બનેલા દિવાન વેણીરામભાઈનો વાડો હતો... વેણીરામભાઈની હવેલીને એ હવેલી ફરતો બાંધેલો કોટ એટલે વેણીરામભાઈનો વાડો.

અત્યારે જ્યાં સરકારી ક્વાર્ટર્સ બંધાઈ ચૂકયા છે... વડોદરાના એક વેળાના આકાશવાણીની ઈમારતની પડખેનો જ ભાગ. તે વેણીરામભાઈનો વાડો.

એ વેણીરામભાઈ ભુલાઈ ચૂકયા છે. એમનો વાડો ને વાડાનો વિસ્તાર ભૂંસાઈ ચૂકયો છે અને એ સ્થળે નવી જ ઈમારતો ખડી થઈ ચૂકી છે.

ઈાત

## ઈમારત અને અવશેષો

એ વેણીરામભાઈના વાડાના સ્થળે એક વેળા ખોદકામ થતાં ત્યાંથી મળી આવેલા તામ્રપત્રમાંથી વડોદરાના ગૌરવ ભર્યા ઈતિહાસનું એક પૃષ્ટ પ્રાપ્ત થાય છે,

આ તામ્રપત્રમાં આલેખાએલી વિગત પ્રમાણે ઈ. સ. ૮૧૨–૧૩ના વર્ષમાં રાષ્ટ્રકુટવંશની એક શાખાના કર્કસુવર્ણ વર્ષ રાજાએ વટપદ્રક ગામ ભાનુ નામના બ્રાહ્મણને દાનમાં આપ્યાનો ઉલ્લેખ મળે છે.

એ ઉપરાંત જૈન ગ્રંથોમાં પણ વટપદ્રકના અસ્તિત્વનો ઉલ્લેખ મળી આવે છે.

પરંતુ એ પહેલાંના વર્ષોમાં વટપદ્રકનું અસ્તિત્વ હતું કે નહીં ? એનો કોઈ આધારભુત ઈતિહાસ મળતો નથી.

અને છતાં પણ વટપદ્રક છેક પુરાણકાળથી વસેલું હશે એ વાતમાં તો કોઈ શંકા રહેતી નથી.

વટપ્રદ્રક – વડોદરાએ કાળની પ્રચંડ પીંછીના ઝપાટે અનેકવાર પોતાના સીમાચિન્હો બદલ્યાં છે. અને કાળબળને આધીન બની એણે વિવિધ રૂપરંગ ધારણ કર્યા છે. એ એક હકીક્ત છે.

આજને તબક્કે એ મહાનગર જે સરીતાને કિનારે વસ્યું–ફુલ્યું ફાલ્યું છે એ સરીતા – વિશ્વ બંધુત્વનો અમર સંદેશ પાઠવતી વિશ્વમૈત્રીયી – વિશ્વામિત્રી નદીનો ઈતિહાસ જાણવો અસ્થાને તો નહીં જ ગણાય. સ્થળ કે જળ ગમે તે હોય પરંતુ એના પર કાળની અસર થયા વિના રહેતી જ નથી એ તો કુદરત લેખ્યો નિયમ જ છે.

આજે એ કાળબળને આધીન બનીને કદ અને વેગમાં વામણી બની ચૂકેલી વિશ્વામૈત્રેયી – વિશ્વામિત્રીના વહન પાછળ એક મહાપુરૂષના મહાસ્વપ્નનો ઈતિહાસ પડેલો છે.

# ' વિશ્વમૈત્રેયી "

આપણા પુરાણોમાં માત્ર એક પક્ષિય આલેખાએલી કથાઓએ પુરાણના એક અજોડ જ્યોતિર્ધરને ભારોભાર અન્યાય કર્યો છે. સમાજવાદી સમાજ રચનાની વિશ્વમાં સૌ પ્રથમ ઉદ્‌ઘોષણા કરનાર એ પુરાણ પુરૂષ સ્વપ્નદષ્ટા તે મહર્ષિ વિશ્વામિત્ર.

મહર્ષિ વિશ્વામિત્રના નામથી કોણ અજાણ્યું છે ?

વિશ્વામિત્રની પુરાણ કથા સાથે આપણા વટપદ્રક – વડોદરાને ગાઢો સંબંધ છે.

વડોદરાના પુરાણા ઈતિહાસનું ગૌરવ જો આપણે માણવું હશે તો એની સાથે સંકળાએલી પુરાણ કથાને આપણે સમજવીજ પડશે, જાણવી પડશે.

આર્યોએ હિમાલયની પેલે પારથી ભારતમાં પગ મૂકયો અને ભારતમાં રહેતી આદી પ્રજા ધીરે ધીરે દક્ષણિ તરફ ખસવા માંડી, સંસ્કૃતિ સંપન્ન આર્ય પ્રજાએ અહિની મૂળ પ્રજાને ગણાવી અનાર્ય અસુર. તેમ છતાં એ અનાર્ય ગણાએલી પ્રજા પાસે પોતાની આગવી સંસ્કૃતિ હતી. અનોખા સંસ્કાર હતા.

એ વસ્તુ પરત્વે સૌ પ્રથમ ધ્યાન દોર્યું ઋષિ વિશ્વામિત્રે.

પ્રજા સમસ્તના કલ્યાણ માટે રાજ્યપદ છોડવાનો સૌ પ્રથમ આદર્શ એ માનવ શ્રેષ્ઠે રજુ કર્યો. સમાજના ગણાતા નિચલાથરના ઉત્થાન માટે એમણે એક પ્રચંડ પ્રયત્ન આદર્યો અને એ માટે પોતાની કર્મભૂમિ તરીકે સ્થળ પસંદ કર્યું પવનદુર્ગ – પાવાગઢ

આ સ્થળની પસંદગી પાછળ પણ ઋષિની ઊંડી દૃષ્ટિ હતી. આર્ય મંડળો ગંગાના વિશાળ પ્રદેશમાં પોતાની નવ સંસ્કૃતિને સ્થિર કરીને પડયાં હતાં...

તે કાળે નર્મદા અને એની આજુબાજુનો દક્ષિણાપથ મૂળ પ્રજાના કબજામાં હતો.

આજે પણ આપણે જોઈશું તો પંચમહાલ. વડોદરા, ભરૂચ, સુરત, વલસાડ અને ડાંગ જીલ્લાના વિસ્તારોમાં આદિવાસી પ્રજાનો વિસ્તાર પથરાએલો જ છે.

આ પ્રજાને આર્ય સંસ્કૃતનું પાન કરાવી આર્ય પ્રજાની હરોળમાં મૂકવા માટે વિશ્વામિત્રે પુરૂષાર્થ આદર્યો. નવી સૃષ્ટિ આગવું સ્વર્ગ અને અલગ મોક્ષદ્વાર મોક્ષધામની કલ્પના એમાંથી જન્મી.

ત્રિશંકુ માટેના સ્વર્ગ અને નવી સમાજ રચના એ કાર્યને આ કહેવાતી પ્રજા ભલે હસી કાઢે, પરન્તુ એ એક હકીકત છે કે આપ અત્યારે જે નવીન સમાજ રચનાની વાતો કરીયે છીએ તેનો પ્રથમ પ્રયત્ન વિશ્વામિત્રે કર્યો હતો. વિશ્વામિત્રને એ મહાકાર્યમાં સફળતા ન મળી. જેનું પરિણામ અનેક વાડાબંધીમાં પરિણમ્યું. ભારતે પાંચ હજાર વર્ષ સુધી વાદ – વિવાદ કલેશ – કુસંપ પોતાનું હિર ગુમાવ્યું અને આજે પણ એનાં માઠાં પરિણામ આપ ભોગવી રહ્યા છીએ. એ હકીકતનો કોઈથી ઈન્કાર થઈ શકે તે નથી.

આર્ય રાજવી ગાધી રાજાનો પુત્ર વિશ્વરથ તેજ વિશ્વામિત્ર. વિશ્વામિત્ર – જગત સમસ્તના માનવીઓના મિત્ર થવાની ભાવના સંકલ્પ સાથે વિશ્વામિત્રે પવનદુર્ગ – પાવાગઢને પોતાની કર્મભૂ બનાવી અને તે પવનદુર્ગ ના ડુંગરાપરથી વહેતા અનેક ઝરણાં એકત્ર કરી ને જે સરિતાનો શ્રોત વહેતો કર્યો તે આપણી વિશ્વામિત્રી

મહર્ષિ વિશ્વામિત્ર સર્જીત એ સરિતા તે વિશ્વમૈત્રેયી – વિશ્વામિત્રી આપણા વટપદ્રકના પાદરેથી વહેતી થઈ ત્યારે આપ વટપદ્રકનું અસ્તિત્વ હશે કે નહીં એ વાતનો કોઈ ઉલ્લેખ મળ નથી પરંતુ આ ભૂમિનું અસ્તિત્વ તો અજર–અમર રહ્યું જ

વિશ્વમૈત્રેયી – વિશ્વામિત્રી અને રંગવતી – રંગાવ આ બે નદીઓના સંગમ સ્થાને સમાજનો તરછોડાએલો વર્ગ ભેગો થઈ સતકાર્યોમાં ઓતપ્રોત થાય અને એમ થતાં સ્વર્ગનો આનંદ પ્રાપ્ત કરી શકે એ માટે, મહર્ષિ વિશ્વામિત્રે કાયાવરોહણ–કારવણ મોક્ષ-દ્વારની રચના આરંભેલી.

કાયાવરોહણ... કારવણ... ગુજરાતની ધરતી ઉપર આજે તો એક સામાન્ય ગામ તરીકે લોક નજરે દેખાઈ રહ્યું છે. પરંતુ એ કારવણની ધરતીના પેટાળમાં છેક પુરાણાકાળનો ઈતિહાસ – દટાએલો પડ્યો છે.

કારવણ... બાણસ્થાન... બાણજ... લીંગસ્થાન... લીંગસ્થળી હા... આજે તો એ ગુજરાતના માત્ર સામાન્ય ગામડાં બની રહ્યા છે. પરંતુ એ ભુમી ઉપર મહર્ષી વિશ્વામિત્રે અનાર્ય પ્રજાના મોક્ષ માટે ભવ્ય મોક્ષદ્વારની રચના કરવા ધારેલી.

પરંતુ...

ગંગાના કિનારે આર્ય સંસ્કૃતિનો નેજો ફરકાવતી આર્ય પ્રજાને – આર્ય બ્રહ્મર્ષિઓને – એ કાર્ય ખૂંચ્યું.

વિંશ્વામિત્ર જો મોક્ષધામ કાયાવરોહણનું સર્જન સિદ્ધ કરે તો આર્યનગર કાશી (વારાણસી) મોક્ષધામની મહત્તા ઘટી જાય એવો ભય આર્યોને જણાયો.

પરિણામે... વિશ્વામિત્રના એ પવિત્ર કાર્યને એમણે નિષ્ફળ બનાવ્યું આ સમગ્ર કથા આપણને પુરાણના પૃષ્ઠો ઉપરથી મળી રહે છે.

એ કાળે કદાચ વટપદ્રકના વડનું બીજ રોપાયું હશે... આર્ય–અનાર્ય સંસ્કૃતિના સમન્વય માટે ભગીરથ પ્રયત્નો કરતા મહર્ષિ

વિશ્વામિત્રના કાર્યને વટપદ્રકનો વડલો એની કુમળી અવસ્થામાં આશ્ચર્યથી જોઈ રહ્યો હશે.

વટપદ્રકની ધરતી એ વાતનું ગૌરવ લઈ શકે એમ છે કે વિશ્વને સહઅસ્તિત્વનો અમર સંદેશ અપાયો હતો આ ધરતી ઉપરથી આ મંતવ્યને આજના માનવીઓ ભલે ન સ્વીકારે પરંતુ એક વાત સ્વીકાર્યા વિના ચાલે એમ નથી અને તે એજ કે વિશ્વામિત્રની કર્મભૂમિનું સ્થળ હતું પવન દુર્ગ અને વિશ્વમૈત્રીનો સંદેશો અપાયો હતો. વિશ્વમૈત્રેયી–વિશ્વામિત્રીના કિનારેથી જ.

અને એજ સાધના સરિતા વિશ્વામિત્રીના તટે વસ્યુ હતું વટપદ્રક ! !

યોગાનુયોગ પણ કેવો છે ?

જે ભૂમિ પર વિશ્વામિત્રે લોકસમસ્તના કલ્યાણ માટે રાજ્યપદ છોડી તપ–પરિશ્રમ આદર્યો એજ ભૂમિ પર પાંચ હજાર વર્ષ પછી એક રાજવીએ પ્રજા કલ્યાણ માટે દેશમાંથી રાજાશાહી મીટાવી દેવાનાં પવિત્ર કાર્યમાં સૌ પ્રથમ સાથ આપ્યો એ ભૂમિને વટપદ્ર–વડોદરા.

એ પૂન્યભૂમિ વટપદ્ર–વડોદરાના પાદરેથી વિશ્વબંધુત્વનો અમર સંદેશો પાઠવી રહેલી વિશ્વામિત્રની સાધના સરિતા વિશ્વમૈત્રયી વિશ્વામિત્રી વહી રહી છે.

હા એની સરવાણી આજે તો ભોમિભીતર જ વહે છે, આજના માનવીઓના સેવાના દંભથી એનો દેહ વધુને વધુ સુકાઈ રહ્યો છે!!



## ૨ "ચંદનાવતી દૌલતાબાદ"

કહાં ચંદન કહાં મલયાગીરી,
કહાં સાયર કહાં નિર
જ્યમ જ્યમ પડે વિપતડી ત્યમ ત્યમ
સહત શરીર......

કાળના સપાટમાં ચડતી પડતીના ખેલ સૂચવતા અને લોકજીભે અમર બનેલા આ દોહરાના પાત્રો કેવળ કપોળ કલ્પીત નથી. ચંદનાવતી નગરી અને ચંદનસેન રાજાવાળી લોકવાર્તાનું અમર સ્થળ અને એનાં પાત્રો આજના ચાર દરવાજા વચ્ચે વસેલા વડોદરામાં જ થઈ ગયાં.

અગીયારમી સદીમાં આ ચંદનાવતીનગરી આબાદ હતી. એનો ચંદનસેન રાજા પ્રજાપાલક હતો અને નગરીના પાદરમાં ચંદન તલાવ હીલોળા લેતું હતું.

પુરાણકાળનું વટપદ્ર ત્યારે આજના અકોટાથી માંડીને કામનાથ મહાદેવ સુધીના વિસ્તારમાં વિશ્વામિત્રીના તીરે વસેલું હતું. જ્યારે ચંદનાવતીનું અસ્તિત્વ અલગ હતું.

આજના વડોદરાની ધરતી ઉપર જ એ ચંદનાવતી નગરી વસેલી હતી.

તવારીખના પાને વડોદરાનાં ઘણાં ઘણાં નામોનો ઉલ્લેખ

થયેલો છે વટપદ્ર, વટપત્ર, વડોદરા—બડૌદા અને બરોડા એ તો થઈ આજની વાત.

રાજપુત યુગ અને મુસ્લીમ યુગના મળતા દસ્તાવેજોમાંથી ચંદનાવતી અને દૌલતાબાદ એ નામોનો ઉલ્લેખ મળી આવે છે.

અગીયારમી સદીનું ચંદનાવતી એજ આજનું વડોદરા અને પંદરમી સોળમી સદીના દૌલતાબાદના અવશેષો ઉપર જ આજનું વડોદરા ઉભું થયું એ વાતની ભાગ્યે જ કોઈને ખબર હશે.

આજે વડોદરા શહેરની શોભારૂપ બની ચૂકેલું સુરસાગર તળાવ અગીયારમી સદીની ચંદનાવતીનગરીના પાદરમાં ચંદન તળાવના નામથી શોભતું હતું આ હકીકત સુરસાગર તળાવના મૂળ દસ્તાવેજમાં આલેખાએલી પડી છે.

એ ચંદનાવતી નગરીને ત્યારે આજના જેવા કોટકીલ્લા અને બુરજ કે દરવાજા નહોતા, ચંદન તળાવની પાળ આજના જેવી રોનકદાર બાંધેલી નહોતી.

કોટની ઓથ લઈને લઢવાના વ્યૂહો કદાચ ત્યારે નહિ વિચારતા હોય. દુશ્મનોનો સામનો સામી છાતીએ મેદાનોમાં જ થતો હતો.

એવી એ ચંદનાવતીનગરી ઉપર દુશ્મનોએ આક્રમણ કર્યું અને ચંદન રાજાને મેદાન છોડીને ભાગવું પડયું.

આ આખીયે કથા લોકવાર્તા ચંદન મલયાગીરીમાં વણાએલી પડી છે. (રાજા—રાણી અને એના સાયર નેનીર નામના કુમારો છુટા પડી ગયા) ચંદનસેન રાજા કાળના ગર્ભમાં વિલિન થઈ ગયા અને ચંદનાવતીનગરી ખંડેરોમાં ફેરવાઈ ગઈ.

અગિયારમી સદીથી પંદરમી સદીના ગાળા વચ્ચે આ ચંદનાવતીનગરીના સ્થાન અંગે અન્ય કોઈ ઉલ્લેખ મળતો નથી. અને

ત્યારે પણ મૂળ વટપદ્રના ઉલ્લેખો તો મળતા જ રહે છે. એ પછી કાળ પેલા ચંદનાવતીના ખંડેરો તરફ પોતાની નજર ફેરવે છે.

ભારતના ઉત્તર દિશાના દુર્ગમ પહાડી માર્ગથી મુસ્લિમ આક્રમકો ભારતમાં પ્રવેશ્યા અને એમની સત્તાનું કેન્દ્ર બન્યું દિલ્હી –દિલ્હી, આમ તો છેક પુરાણ કાળથી ભારતનું પાટનગર બનતું જ આવ્યું છે. અને આજે પણ એનું એ સ્થાન અચળ રહ્યું જ છે.

જેમ જેમ મુસ્લિમ સત્તાનો વિસ્તાર વધતો ગયો. તેમ તેમ એના પ્રતિનિધિઓની સુબાઓની નિમણુંકો થતી ગઇ. પરંતુ સત્તા કોની ટકી છે કે એ મુસ્લીમ આક્રમણકારોની ટકે ?

દિલ્હીના મુસ્લીમ શાહોની સત્તા નબળી પડતી ગઈ ને દૂર દૂર સુધી પથરાએલા વિસ્તારોના સુબાઓ એક પછી એક સ્વતંત્ર થતા ગયા. સ્વતંત્ર બનેલા સુબાઓએ પછી તો સુલતાન કે નવાબોના બિરૂદો ધારણ કરી લીધા. ને પોતાની સ્વતંત્ર હકુમતો જાહેર કરી !

એવા જ એક મુસ્લિમ સુબાએ તળ ગુજરાતમાં પાટણ ને પાછળથી અમદાવાદમાં પોતાની જાતને સુલતાન જાહેર કરીને સત્તા હાથ કરી. એના જ એક વારસદાર સુલતાન મુઝફ્ફરશાહ બીજાએ સન ૧૫૧૧માં શહેર વડોદરા ફરતો કોટ બાંધ્યો. અને એ નગરને નામ આપ્યું "દૌલતાબાદ".

આજના ચાર દરવાજા વચ્ચે વસેલા શહેરને એક કાળે "દૌલતાબાદ" તરીકે ઓળખાવવાનો પ્રયત્ન થયો હતો.

એ હકીકત તવારીખના પાને નોંધાયેલી હોવાં છતાં વડોદરાવાસીઓને એની ભાગ્યે જ ખબર હશે.

પુરાણી નગરી ચંદનાવતીના ખંડેરો ઉપર જ દૌલતાબાદનું મંડાણ થયું. અને છતાં પણ લોકજીભે એ નામો ન ચઢયા તે ન[...] ચઢયાં. ચંદનાવતી ભુલાયું ને દૌલતાબાદને પણ કોઈએ યાદ ન કર્યું ...રહી ગયું માત્ર વટપદ્ર...વડોદરા.

ચંદનાવતી અને દૌલતાબાદ તે આજના ચાર દરવાજા વચ્ચે આવેલો ભાગ, જ્યારે કવિ પ્રેમાનંદે કહેલ વીરક્ષેત્ર વડોદરા–વટપદ્રકનું મૂળસ્થાન તો આજના લક્ષ્મી વિલાસ રાજમહેલથી માંડીને તે છે[...] નદીના કિનારે કિનારે વિસ્તરેલું હતું.

મુળ વટપદ્રક એ વિસ્તારમાં વસેલું હતું એને માટે એ[...] ઐતિહાસિક આધાર મળી આવેલો છે. સંવત ૮૧૨ માં લખાએલા રાષ્ટ્રકુટ–કર્ક રાજાના તામ્રપત્રમાં 'વટપદ્રક' ગામનો ઉલ્લેખ છે અને એ ગામની ચતુઃસીમા આલેખ્યા પ્રમા પૂર્વે જંબુવાવ–આજના લક્ષ્મી વિલાસ મહેલના પટાંગણમાં આવેલી નવ લખી વાવ–એ[...] નજીકમાં જ જંબુબેટ ત્યાં પશ્ચિમે અંકુટક–આજનું અકોટા, દક્ષિણે મહાસેનક તળાવ–આજનું ભેસાણા તળાવ અને ઉત્તરે વાગચ્છા ગા[...] આજે જ્યાં નિઝામપુરા ગામ વષેસેલું છે. તે ભાગ.

આ તામ્રપત્રના ઐતિહાસિક આધારને જોતાં 'વટપદ્રક'નું અસ્તિત્વ ચંદનાવતી અને દૌલતાબાદ પહેલાંથી હોય એમ ચોક્ક[સ] થાય છે.

બીજો એક ઐતિહાસિક આધાર એવો છે કે બારમી સદીમાં ગુજરાત પર સિદ્ધરાજ જયસિંહની આણ વર્તતી હતી. અને એ[...] પછી મહારાજા કુમારપાળ ગાદીએ આવ્યા.

એ કુમારપાળ જ્યારે ભાગ્યના યોગે પાટણ છોડીને ભાગતો હતો. ત્યારે સાધુવેશે ભાગતા ફરતા એ કુમાળપાળને વટપદ્રકના એ[ક] વણીકે આશરો આપેલો.

વટપદ્રક વડોદરાની ધરતીએ ઘણી આસમાની સુલતાની જોઈ રાજપૂત યુગના રણજંગ અને કેસરીયાં પણ નિહાળ્યાં એના પાદરેથી પસાર થતા રાજમારગ ઉપરથી પરદેશીઓની દોટ પણ જોઈ...

અહીં સવાલ એક થાય છે કે ૧૫૧૧ માં મુઝફ્ફરશાહ બીજાએ બંધાવેલો કોટ તે કયો ? આ સવાલ એટલા માટે થાય છે કે એ પછી એજ મુઝફ્ફરશાહના એક વારસદાર અને અમદાવાદના સુલતાન બહાદુર શાહે વડોદરાના કિલ્લાને દરવાજા બંધાવ્યાની હકીકત પણ ઈતિહાસના પાને નોંધાયેલ છે અને એ બહાદુરશાહનો શાસનકાળ એટલે સન ૧૫૨૬ થી ૧૫૩૭.

માત્ર પંદર વર્ષમાં કોટને ફરી બંધાવવાની વાત જરા પણ શકય નથી. પછી મુઝફ્ફરશાહે બંધાવેલો કોટ કયો ?

જરાક ઉંડા ઊતરીને વિગત તપાસીશું તો અમદાવાદના સુલતાન મુજફ્ફરશાહે અત્યારે પણ પાણી દરવાજાને અડીને સદીઓથી ઊભી રહેલી ભદ્રની ઈમારત અને એના ફરતો કોટ બંધાવ્યા હશે એટલું જ નહીં અત્યારના વાડી વિસ્તારને સમાવી લેતો એક કોટ હોવાનું પણ જાણવા મળે છે.

એ પછી દૌલતાબાદ વડોદરાનો વિસ્તાર વધ્યો હશે અને સુલતાન બહાદુરશાહે અત્યારના વડોદરાની રચના વિચારી હોવી જોઈએ.

ઈતિહાસમાંથી મળી આવતી વિગત પ્રમાણે બહાદુરશાહે પોતાના એક આર્મેનિયન ગોલંદાજ રૂમીખાનને વડોદરાની નગરરચનાનું કાર્ય સોપ્યું હતું. એ રૂમીખાને એક રોમન નગરને અનુરૂપ વડોદરાની રચના કરી છે. માંડવીના મધ્ય ચોકમાં ઊભા રહીને જોઈશું તો બરાબર સમાંતરે ચાર દરવાજા સ્પષ્ટ દેખાય છે.

તમે સોગઠાં બાજી જોઈ છે ને ? બરાબર એવો જ આકાર છે મૂળ વડોદરાનો. વડોદરાની નગર રચના કરનાર અને સુલતાન બહા-



દુરશાહનો એક વેળાનો વિશ્વાસુ ગોલંદાઝ રૂમીખાન પાછળથી દગાબાજ નિવડયો. અને જ્યારે મોગલ શહેનશાહ હુમાયુએ ગુજરાત પર આક્રમણ કર્યું ત્યારે તે હુમાયુ પક્ષે ભળી ગયો હતો. બહારશાહને ગુજરાત છોડી ભાગવું પડયું.

એ કોટ કિલ્લા બાંધનારા અને ફરી ફરીને સમરાવનારા માનવીઓ તો કાળને આધીન બની ચુકયા છે, એમણે બંધાવેલા કોટ કિલ્લા પણ આજે તો નામશેષ બની ગયા છે. હા...રહી ગયા છે એના અવશેષો અને ભૂતકાળના ગૌરવની શાખ પૂરતા વડોદરાના દરવાજા.

વડોદરા નગરની ઉત્તરે ચાંપાનેર દરવાજો, દક્ષિણે બુરહાનપુરી દરવાજો (ગેંડી દરવાજો) પશ્ચિમે લાહેરી દરવાજો અને પૂર્વમાં પાણી દરવાજો.

બાર પરાં ને પંદર તળાવોથી ઓપતું આ વડોદરા નગર એના આંગણામાં બાર બાર શિવમંદિરોમાં રોજ સંધ્યા ટાણે આરતીની ઝાલરો દિશાઓ ગજવતી હતી.

વડોદરાના નિવાસીઓને ભાગ્યે જ ખબર હશે કે અત્યારના ગેંડીદરવાજા (બુરહાનપુરી દરવાજો) ની આગળ પણ બબ્બે ફર્લાંગના અંતરે બીજા બે દરવાજા હતા જેમાંનો એક હતો ગોયા દરવાજો ને બીજો દરવાજો હથ્થીખાડના દરવાજાના નામે ઓળખાતો હતો. આ દરવાજાના અત્યારે તો નામો નિશાન પણ જણાતાં નથી. હા...ગોયા દરવાજા આગળની ગોયાગેટ (ગોયાચોકી) ના નામથી યાદ આપતું ગોયાગેટ રેલવે સ્ટેશન ગઈ કાલ સુધી લોકોમાં જાણીતું હતું.

એજ પ્રમાણે દક્ષિણ-પૂર્વ દિશામાં એક દરવાજો હતો જે બાવામાનનો દરવાજાથી ઓળખાતો હતો. આજે ત્યાં બાવામાનપુરા વસેલું છે જ.

આ બધા દરવાજામાં લાહેરી દરવાજો લહેરીપુરાનો દરવાજો કંઈક વધુ આકર્ષક જણાય છે. અગ્નિ ખુણામાં એક બુરંજ પણ હતો અને તે બહાદુર બુરજના નામથી ઓળખાતો હતો. આમ આ બધી વિગતો જોતાં વડોદરામાં બે જુદા જુદા કોટ બંધાયા હશે. મુઝફ્ફરશાહના વખતમાં ભદ્ર અને એની સાથેનો કોટ, તેમજ વાડી વિસ્તારનો કોટ બંધાયો. એ પછી સુલતાન બહાદુર શાહે વ્યવસ્થિત રચના વિચારીને બાંધેલો કોટ અને દરવાજા આપણે જોયાં.

તો પછી સવાલ થાય છે શહેરની મધ્યમાં આવેલી 'માંડવી'નો.

માંડવી–મંડપિકા એ કલ્પના માત્ર હિંદુસ્થપતિને જ આવે... એવી એ ઈમારત પણ છે. ચારેકોરથી ફરીને જોતાં એનો ખ્યાલ આવી શકે છે

આ માંડવી–મંડપિકાનું સ્થાન તો બહાદુરશાહની નગરરચના વખતે જ મુકરર થયેલું હોય એમ લાગે છે કદાચ નગરની મધ્યમાં ઝરૂખાદાર ઈમારત ઊભી કરવાની પણ ત્યારે કલ્પના હોય. ગમે તેમ હોય પરંતુ એ સ્થાને ઈમારતતો પાછળથી ઊભી થયેલી છે. એ હકીકતને સમર્થન મળે છે. (એક જર્મન પ્રવાસી મંડલસ્લોની નોંધ પોથીમાંથી. સન ૧૬૩૮ સુધી માંડવીનું અસ્તિત્વ નહોતું જ. ૧૬૩૮ માં 'મંડેલસ્લો' નામનો જર્મન પ્રવાસી ગુજરાતના પ્રવાસે નિકળેલો.

એની નોંધપોથીનાં પાનાં ઉપર ટાંકેલી હકીકત કહી જાય છે કે ઈસ્ટ ઈન્ડીયા કંપનીની વડોદરાની કોઠીનો વહીવટ ભરૂચના અંગ્રેજ એજન્ટના હાથમાં હતો. એ એજન્ટ સાથે આ જર્મન પ્રવાસીએ વડોદરાની મુલાકાત લીધેલી. અને પ્રવાસી ચાર દિવસ વડોદરામાં રોકાયેલો. એની નોંધપોથીમાં વડોદરામાં પાંચ દરવાજા હોવાનો ઉલ્લેખ મળે છે. જેમાં માંડવીનો કોઈ જ ઉલ્લેખ નથી.

તો પછી 'માંડવી' ની ઈમારત બંધાઈ કયારે ? એ સવાલ

કોઈને પણ થાય એ સ્વાભાવિક છે.

વડોદરામાં ગાયકવાડી અમલની સ્થાપના થયા બાદ દામાજી રાવ બીજાએ વડોદરા તરફ ધ્યાન આપ્યું અને ૧૭૩૩માં માંડવીની ઈમારત એમણે બાંધ્યાનો ઉલ્લેખ મળે છે.

માંડવીની ઈમારતના એક સ્તંભ ઉપર મુકાએલા એક શીલા લેખમાં નોંધ્યા પ્રમાણે ૧૭૩૩માં દાવાજીરાવ ગાયકવાડે શહેરની મધ્યમાં આવેલા વિશાળ ચોકમાં પચ્ચીસ ફુટ ઊંચી હેદ્રાબાદના ચાર મીનાર જેવી ઈમારત બાંધી.

એ પછી ૧૮૫૬ માં ગણપતરાવ મહારાજાએ આ ઈમારત ઉપર વધું માળ બાંધીને તે પર ઘડીયાળ ગોઠવ્યું હતું. ચાર હજાર ચોરસ ફુટની વિશાળ જગ્યામાં તૈયાર થયેલી આ ઈમારત ખરેખર શહેરની શોભારૂપજ બનેલી છે.

પ્રાચીન ચંદનાવતી નગરી મુસ્લીમયુગનું દૌલતાબાદ ધીરે ધીરે વધવા માંડયું અને મુસ્લીમ યુગમાં કેટલાંક પરાં અસ્તિત્વમાં આવ્યાં.

મુસ્લીમ અમલ દરમ્યાન વસેલાં પરાંમાં બાબામાનપુરા–(બાવામાનપુરા), જહાંગીરપુરા, સુલતાનપુરા, બરાનપુરા, અને યાકુદપુરા-કાળુપુરાનો સમાવેશ થાય છે. એ પછી મરાઠા અમલમાં રાવપુરા, બાબાજીપુરા, આનંદપુરા, ફત્તેપુરા, શિયાપુરા, ગણપતપુરા, વસ્યાં આમ વડોદરાને બાર તો પરાં છે.

પુરાણના મહાસેનક તળાવ જે પાછળથી લોકજીભે ભેસાણ તળાવના નામથી જાણીતું બન્યું તેની નજીકમાં વિલાસપુરા નામનું પરું હતું એ વિલાસપુરા પહેલાં વળી કંગાલપુરાના નામથી ઓળખાતું હતું. આ કંગાલપુરામાં ખૂબ ગરીબ મુસ્લીમોની વસ્તી હતી. ખંડેરાવ ગાયકવાડના સમયમાં આ વસ્તીને રોજ 'ખીચડી' આપવાની વ્યવસ્થા

હતી. શહેરની શોભારૂપ કામાટી બાગ કમાટી બાગના સ્થાને કામાટી-પરાનો પણ ઉલ્લેખ મળે છે.

અત્યારનું નવાપુરા તો પાછળથી વસ્યું. જ્યુબીલી બાગના સ્થાને જે ગોલવાડ હતી તે વસ્તીને ખસેડીને નવી ધરતીને સ્થાને લઈ જવાઈ.

ધરતીએ કેટ કેટલા વારાફેરા જોયા ?

ચંદનાવતી – દૌલતાબાદ એ નામો કાળના ગર્ભમાં વિલીન થઈ ગયા. આ ધરતી ઉપર ઉભી થતી ઈમારતોમાંથી કેટલીક આજે પણ ઉન્નત મસ્તકે ઉભી છે. તો કેટલીક ઈમારતો પાછળ એના અવશેષો મૂકતી ગઈ છે. કાળ વહી ગયો. પાછળ રહી ગયાં એના કામ અને નામ.



# ૩ "નવલખીવાવ"

ચૌદસો...પંદરસો વર્ષ પહેલાંની આ વાત છે અને ત્યારે વટપદ્રક અને ચંદનાવતી – ચંદ્રાવતીનગરીના પાદરો આગવાં હતાં. બંને ગામોના પાદરને જોડતા નાગરવાડા ગામની ખીલી ત્યારે ખોડાઈ નહોતી. એ વિસ્તારમાં ત્યારે તો માત્ર નાગરવેલની વાડીઓ હતી.

વડોદરાની ધરતી પર ગુજરાતમાં નાગરવેલનાં પાન થતાં હોવાનો વિચાર આજે તો આપણને આશ્ચર્યમાં મૂકી દે છે. પરંતુ એ એક હકીકત હતી કે વડોદરાની ધરતી ઉપર અત્યારના નાગરવાડા વિસ્તારની પાછળના ભાગમાં છેક નદીના કિનારા સુધીનો વિસ્તાર નાગરવેલની વાડીઓથી હરિયાળો હતો જાણવા મળ્યા પ્રમાણે તો ગઈ સદી સુધી એનું અસ્તિત્વ હતું.

આજે તો ગુજરાતમાં નાગરવેલ કરમાઈ ગઈ છે. અને દ્રાક્ષનાં માંડવાની વાતો તો માત્ર 'દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની' એ પંક્તિ ગરબામાં ગાઈને જ ગુજરાતે સંભારવાની રહી છે. હા...આજના યુગમાં ફરીથી ગુજરાતમા દ્રાક્ષના વાવેતરો થવા માડયા છે ખરાં.

પરંતુ એ કાળે આવું હતું ગુજરાત અને એ ગુજરાતમાં રસાળ હતી વડોદરાની ધરતી.

એવા એ વડોદરા વટપદ્રકની ધરતી પર સદીઓ પુરાણી એક વાવ આવેલી છે. આજે તો એ જુના વટપદ્રકનગરને આવરી લેતો વિશાળ લક્ષ્મી વિલાસ પેલેસ – રાજમહેલ – પોતાનો પહોળો

પથારો પાથરીને કે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની યાદ વડોદરાની પ્રજાના હૃદયમાં હંમેશને માટે મૂકી રહ્યો છે.) 

એ રાજમહેલે પોતાની પાંખમાં પેલી જમાના જુની વાવને પણ સમાવી લીધી છે. એ વાવ લોકજીભે 'નવલખીવાવ' થી જાણીતી છે.

આ નવલખી વાવને બાંધતાં નવલાખ સોનૈયાનો ખર્ચ થયેલો અને પરિણામે લોકમાં એ નવલખી વાવના નામે જાણીતી બની.

વાવની રચના અને એનું કલાકારીગીરીવાળું સ્થાપત્ય અભ્યાસીયો માટે જોવા જેવું છે. એના પાંચ પાંચ ઘેરદાર ઘુમ્મટ અને ઘુમ્મટે ઘુમ્મટે કંડારાએલી કોતરણી ભારતીય કારીગરોએ પથ્થરમાં પ્રાણજ પૂરવાના બાકી મૂકયા છે.

એ પ્રચંડ વાવને જોતાં જ જોનારને ઘડીભર માટે આ કામ કાળામાથાના માનવીઓએ કર્યું હશે કે કેમ એવો સવાલ અને આશ્ચર્ય થયા વિના નહિજ રહે.

આપણે ત્યાં પુરાણી કોઈપણ વાવ જોતાં જ એ વાવ કોઈક વણઝારાએ બંધાવી હશે એવું કહેવાતું આપણે સાંભળીએ છીએ. અગત્યની અને જાણીતી વાવોને બાદ કરતાં ગુજરાતમાં સંખ્યાબંધ એવી પણ વાવો છે ખરી કે જેને બંધાવનાર આ વણઝારાઓ હતા. એ વાતની ના નથી.

પોઠો ઉપર માલ લાદી એક ગામથી બીજે ગામ અને એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં સદાયે ઘુમતા રહેતા વણઝારાના કાફલાને માર્ગમાં પાણીની જરૂરત પડે એતો સ્વાભાવિક જ છે. અને ત્યારે જ્યાં જ્યાં ધોરી માર્ગ ઉપર એવી સગવડની જરૂરત જણાઈ ત્યાં ત્યાં આ ધનાઢ્ય વણઝારાઓએ પોતાના ખર્ચે વાવો બંધાવેલી

આવી વાવોના સંખ્યાબંધ અવશેષો આજે પણ આપણને ઠેરઠેર નજરે પડે છે.

પરંતુ આ નવલખી વાવનો ઈતિહાસ તો આગવો ને અનોખો છે. એટલું જ નહિ એ વાવ દ્વારા ગુજરાતના ઈતિહાસનું એક પૃષ્ઠ આપણી સમક્ષ છતું થાય છે. અને એના ઈતિહાસની સાખ પૂરે છે એ વાવ સાથે જ એકરસ થઈને વળગી રહેલા એના બબ્બે શીલાલેખો.

સદીઓ પહેલાંની એ ઐતિહાસિક વાવના પગથિયાં ઉતરતાં જ એક શીલાલેખ નજરે પડે છે. પરંતુ થોભો એ શીલાલેખ વાંચવાનો અને એનો મર્મ સમજવાનો હમણાં પ્રયત્ન ન કરતાં... જરાક થોડાક વધુ નીચે ઉતરો...જરા નીચે...હં – અ...હવે તમને સૂર્યનો પ્રકાશ નહિંવત જણાશે પરંતુ ચિંતા નહિ... અંદર જરા પણ ગભરાવા જેવું નથી...હા... અવાવરૂ પડેલી વાવમાં ચામાંચીડીયાએ ઘર બનાવ્યા છે. પરંતુ શું થાય ? જ્યારે માનવી આ વાવના ઐતિહાસિક મૂલ્યને ભૂલી જઈ એને અવગણે એટલે પછી કોઈકે તો એનો ઉપયોગ કરવો જ રહ્યો ને ?

ચાલો હવે જરા આ સામે દેખાય છે તે કમાન ઉપર નજર ઠેરવો...હં...અ થોડીક ધીરજ હાં... હવે બરોબર દેખાય છે ને! તોતીંગ પથ્થરમાં અક્ષરો કોતરેલા હવે તો સ્પષ્ટ દેખાય છે ને! શું કહ્યું ? લખાણ કાંઈ સમજાતું નથી ? પરંતુ ક્યાંથી સમજાય! આજના માનવીઓ માટે તદ્દન અપરિચિત એવાં એ શીલાલેખની લીપી છે. આજના માનવીનું જ્ઞાન દેવનાગરિકે ઉર્દુ ફારસી લીપિ સુધી કદાચ પહોંચે, પરંતુ આ શીલાલેખની લીપી તો છે 'બ્રાહ્મી લીપી.'

આપણી દેવનાગરી લીપીની એ તો જનેતા.

એ શીલાલેખમાંથી ધીરે ધીરે શબ્દો સાકાર બને છે. એ બ્રાહ્મી લીપીમાં લખાએલ લેખ આપણને આજથી પંદર સો વર્ષ પૂર્વેના ઈતિહાસનું દર્શન કરાવે છે.

આજથી છઠી સાતમી સદીમાં આ ગુર્જર ભૂમિ પર જેમના નામથી આ ભૂમિ ગુર્જર તરીકે ગુજરાત તરીકે ઓળખાઈએ ગુજ્જરોનું રાજ્ય હતું. અને ગુજ્જર રાજવીઓનું પાટનગર હતું નાન્દીપુરી આજનું નાંદોદ-રાજપીપળા, આ ગુર્જરોની આણ ભૃગૃકચ્છ – ભરૂચ ઉપર પણ હતી.

આ ગુર્જર રાજવંશમાં દદ્દ નામધારી ત્રણ ત્રણ રાજવીઓ થઈ ગયા. એમાંના દદ્દ પહેલાંને સૂર્યરાજ કલચુરી નામનો જમાઈ હતો આ સૂર્યરાજ, કલચુરી રાજવંશનો સીધો વારસદાર.

રાજવંશમાં જન્મેલો અને તે વેળાના ગુજરાતના એક સબળ રાજવીનો જમાઈ પછી પુછવું જ શું ?

ગુજરાતના બળવાન રાજવીનો જમાઈ અને વળી એ ગુજ્જર રાજવંશનો સેનાપતિ એટલે લાવ લશ્કર સાથે રાજના સીમાડાના રક્ષણ માટે એને ઠેરઠેર થાણા નાંખવા પડે. તાપીથી મહી નદી વચ્ચેના વિસ્તારમાં આ સૂર્યરાજ કલચુરીનો મોટો ઠેકો કહોને કે આ વિસ્તારમાં એની જ સત્તા ચાલે.

આ સૂર્યરાજ કલચુરીએ પોતાના અમલ દરમ્યાન પુરાણા વટ-પદ્રના એક ભાગમાં આ વાવ બંધાવી અને વાવ બાંધવા પાછળ નવલાખ સૌનૈયાનો ખર્ચ કર્યો નવલાખ સોના મહોરોના ખર્ચે બંધાવેલી વાવ લોકજીભે નવલખી વાવ બની ગઈ.

અને એ પછી તો કાળ એની ઉતાવળી ગતિએ દોડવા માંડયો.

નર્મદા ખીણમાં આધિપત્ય જમાવી બેઠેલા ગુજ્જર રાજવીઓના અમલનો અંત આવ્યો અને તે પછી એક પછી ઘણાં રાજવંશો

ગુર્જર ભૂમિ ઉપર આવ્યા અને ચાલ્યા ગયા. પરંતુ પેલી નવલખી વાવ કાળ બળ સામે ઘસાતી–પીસાતી પણ અણનમ ઉભી જ હતી.

ગુજરાતની ભૂમિ પર રાજપુત યુગ નામશેષ બન્યો અને મુસ્લિમ યુગનો આરંભ થયો.

બદલાતા રાજવી અમલ સાથે ધરતીએ અને એ ધરતી પરનાં નગરોએ પણ વારાફેરા લેવા માંડયા મહાનગરો ખંડેરોમાં ફેરવાયા તો વળી ગઈ કાલ સુધી જેની હસ્તી નહોતી એવાં ખોબા જેવડા ગામો મહાનગરમાં પલ્ટાયા;

અને ત્યારે દિલ્હીમાં તઘલખ વંશ સત્તા ઉપર હતો. અને મહંમદ તઘલખના મુસ્લિમ સૂબાઓની ગુજરાત ઉપર વડોદરાની ધરતી પર આણ હતી.

દિલ્હીના રાજ દરબારમાં તે વખતે એક માનવીનું ચલણ ભારે એ માનવીનું નામ જાફરખાન, ઝફરખાં એક વેળાનો સામાન્ય જાફરખાન પાછળથી મુઝફર શાહ નામ ધારણ કરીને ગુજરાતનો સુલતાન બન્યો હતો.

આ જાફરખાન મૂળ તો ગુજરાતનો જ એક રાજપુત કહે છે કે ટાંક જાતિનો એ રાજપુત હતો. પરંતુ પાછળથી બાદશાહી તહેનાતનમાં જતાં એણે મુસ્લિમ ધર્મ અંગિકાર કરેલો.

પરંતુ એના મૂળ હિંદુ સંસ્કારો તો એના લોહીમાં જ વણાઈ ગયેલાને ? એટલે એક દયાળું સુલતાન તરીકે ઈતિહાસના પાને એ અમર થઈ ચૂકયો છે.

હવે ચાલો આપણે ઉપરના પેલા પ્રથમ શીલાલેખનો મર્મ પકડીએ ફારસીલીપીમાં લખાએલા એ શીલાલેખમાં આ મુઝફર શાહનું નામ કોતરાએલું છે અને વાવની ફરીથી દુરસ્તી કરાવીને લોકોને વાપરવા યોગ્ય બનાવ્યાનું જાણવા મળે છે. તેમ છતાં ઈ.

સ. ૧૪૦૫માં લખાએલાં એ શીલાલેખમાં એ સુલતાને આ વાવ બંધાવ્યાનો ઉલ્લેખ કોતરવામાં આવ્યો છે.

વાવનું નવનિર્માણ કરાવનાર મુઝફ્ફરના એક સરદાર નસીર ઉદ્દૌલા વાજુદીન અમીર નથ્થુ ઠાકોરે આ વાવ બંધાવી એમ એ શીલાલેખ આપણને કહી જાય છે.

ગમે તેમ હોય, કાળ કાળનું કામ કરે જ જાય છે. પંદર સો વર્ષ પહેલાં ગુજરાતની ધરતી ઉપર સત્તા જમાવી ગયેલા પેલા સૂર્ય-રાજ કલચુરી આજે રહ્યા નથી કે છ–સાત સદી પહેલાં થઈ ગએલાં પેલા સુલતાન મુઝફ્ફર શાહ કે એનો સરદાર નથ્થુ ઠાકોર પણ આજે તો ભુલાઈ ચુકયા છે અમર કોણ રહ્યું છે? માનવી નહિ પરંતુ એના કામોને લોકો યાદ કરે છે.

વડોદરાની એ નવલખી વાવ ઉપર બબ્બે રાજવંશના હાથ ફરી ગયા. કાળના ઘા ઝીલતાં ઝીલતાં એ વાવ એવીજ અણનમ ઉભી છે. અને પંદર સો વર્ષ પહેલાંના ઈતિહાસનું એક પૃષ્ઠ એણે પોતાની છાતી ઉપર કોતરી રાખ્યું છે.

એ વાવના પાણીએ કંઈકની તૃષા છીપાવી હશે. સમય બદલાયો એની ઉપયોગીતા ઘડી. આજે લક્ષ્મી વિલાસ રાજમહેલના એક ખૂણે એના ભૂતકાળના ગૌરવને સંભારી છૂપાં આંસુ સારતી હશે કોણ સમજી શકે એના હૈયાની વ્યથાને?



## ૪ "સુરસાગર"

તળ વડોદરાની ધરતીએ અનેક વારા ફેરા જોયા છે. અનેક સત્તાની ચડતી પડતીની એ ધરતી મુક સાક્ષી બની છે. તવારિખને પાને વડોદરા નગરે અવનવાં નામો ધારણ કર્યાં છે.

નાનાં મોટાં ત્રણ ચાર ગામોને પોતાનામાં સમાવી આજે તો એ વડોદરા મહાનગરોની હરોળમાં માથું ઊંચું કરીને ઊભું છે.

એક કાળ એવો હતો કે એ વટપદ્ર–વડોદરાની એક ભાગોળે નાગરવેલની વાડીઓ લહેરાતી હતી.

એવો પણ એક કાળ હતો કે એની પડોશમાંના જ એક મહાન નગરના પાદરે દ્રાક્ષના માંડવા ઝુલતા હતા. ઇતિહાસના પાને ગુજરાતના ઈતિહાસને પાને ગણના પાત્ર ગણાઈ ચુકેલા એ મહાનગરનાં ખંડેરો જો બોલી શકતાં હોત તો કંઈક અનોખો ને આગવો ઇતિહાસ આપણને સાંભળવા મળત.

આજ એ મહાનગરમાંથી આંગળીને વેઢે ગણી શકાય એટલાં મકાનો સમાવતું ગામડું બની ગયું છે. કાળનો પંઝો એના પર ફરી ગયો ને ઈમારત–અવશેષોમાં ફેરવાઈ ગઈ. એક વેળાનું મહાનગર તે ચાંપાનેર.

અને ત્યારે માત્ર ચાર જ દરવાજા વચ્ચે મહાલતું ચંદનાવતી દોલતાબાદ–નવો આકાર ને નવુરૂપ ધરી વટપદ્રમાંથી વડોદરા બન્યું. એ જુના વડોદરાની એકવેળાની ભાગોળે ચંદનતળાવનો ખાડો હતો.



આ વાત છે સત્તરમી સદીની અને ત્યારે દિલ્હીની ગાદી પરથી ઔરંગજેબની સત્તા આથમી ચુકી હતી.

ગુજરાત અને રાજસ્થાનની સરહદ પર દાહોદમાં જન્મેલા ઔરંગજેબના વારસદારોની ગુજરાત પર નામની જ સત્તા રહી હતી.

ત્યારે અમદાવાદના મોગલ સુબાનું 'ફોજદારૂ' કરતા બાબી નબીરાઓ વડોદરાની ધરતી ઉપર નવાબ કહેવડાવીને મહાલતા હતા.

ત્યારે વડોદરાની દેસાઈગીરી હતી રાજા કિરપારામના હાંથમાં ઉત્તરમાં શાહજહાનાબાદમાંથી આવીને વડોદરાની દેસાઈગીરી કરતા રાજા કિરપારામ મરણ પામ્યા.

રાજા કિરપારામ ચતુરભુજ દેસાઈને દિકરો હતો નામે મંછારામ એ મંછારામ, બાપની દેસાઈગીરી સાચવવા માગતો ન હોતો. એ સાચવી શકે એમ ન હતો. કોઈ પણ બહાને કોઈપણ હિસાબે વડોદરાના દેસાઈગીરી કો'કને ગળે પહેરાવી વહેલો તકે વતન ભેગો થવા એ માગતો હતો.

રાજા કિરપારામને ત્યાં દેસાઈગીરીનો વહીવટ કરતા હતા વીરેશ્વર પંડયા આ વીરેશ્વર પંડયાના એક ભાઈ હતા નામે દ્યાભાઈ પંડયા. ને એ દ્યાભાઈ (દાભાઈ) પંડયાને એક છોકરો હતો. છોકરાનું નામ હતું સુરેશ્વર.

જવાન સુરેશ્વર પંડયાને બ્રાહ્મણોના ટોળામાં ઊભો રાખો તો કોઈ નર કેસરી રાજપુત જેવો કરડો લાગે ને રાજપુતોની હરોળમાં બેસાડયો હોય તો વળી કોઈ અનોખો જ દીપી ઊઠે એવો એનો દેહ હતો એવો એનો રૂવાબ હતો.

આ વાત છે હિજરી સન ૧૧૭૧ની એટલે કે ઈસુની સત્તરમી સદીની છે. તા. ૧૧ માહે રમજાન હીજરી સન ૧૧૭૧ને રોજ કુંવર

મંછારામ કિરપારામે પોતાની દેસાઈગીરીનો હવાલો રૂપિયા ચાલીસ હજારમાં આ સુરેશ્વર પંડ્યાને સોંપ્યો.

સુરેશ્વર દાભાઈ પંડયા. પંડયા મટી વડોદરાના દેસાઈ બન્યા. વડોદરાની ધરતીની દેસાઈગીરી સુરેશ્વરના હાથમાં આવી.

પરંતુ આ દેસાઈગીરી મળ્યા પહેલાંની એક વાત છે. અને ત્યારે જુના વડોદરાની ભાગોળે એક સામાન્ય ખાડાના રૂપમાં ચંદન તળાવનાં લીલાપાણી વડોદરાની જનતા વાપરતી હતી.

હીજરી સન ૧૧૩૩નો દસ્તાવેજ વળી કઈ બીજી જ વાત કહી જાય છે.

આ દસ્તાવેજમાં આજના વિશાળ સુરસાગર હેઠળની ધરતીની કથા છે. નવી એવી એમાં વાત છે.

કોઈ ભીમદાસનો દિકરો કે જેનું નામ દસ્તાવેજમાં વાંચી શકાતું નથી. એ અનામી માનવી આજના સુરસાગર હેઠળની જમીનનો ટુકડો માત્ર રૂપિયા બસો એકાવન આપીને ખરીદ કરે છે. અને એ વેચાણના દસ્તાવેજ ઉપર સાક્ષીની સહીઓની હરોળમાં પહેલી સહી થાય છે. દેસાઈ રાજા કિરપારામના નાયબ 'પંડા વીરેશ્વરની' અને સૌથી છેલ્લે સહી કરે છે. 'દલા વાઘજી પાદરાના પટેલ.'

આ દલા વાઘજી તે પાદરાના દલા પટેલ તવારિખને પાને અનેક બહાદુરીની વાતો પોતાની નામે જમા કરાવી જનાર દલો પટેલ ઉપર અલ્લાને નીચે દલા'ની કહેતી લોકજીભે રમતી મૂકી જનારો દલો પટેલ આજે તો વડોદરાની ધરતી ઉપર દલા પટેલની પોળ એક માત્ર એની યાદ આપતી ઊભી છે.

આ દસ્તાવેજમાં આપેલી ચતુઃસીમાનો જો આપણે અભ્યાસ કરીશું તો જણાશે કે એની પૂર્વ દિશાએ તે વેળા સરિયામ રસ્તો હતો જે આજે પણ છે. એની પશ્ચિમ દિશામાં એટલે કે આજની



મહારાણી હાઈસ્કૂલનો પાછળનો ભાગ ત્યાં તે વેળાએ હતી લાડલી સહીદની દરગાહ અને કબ્રસ્તાન.

જ્યારે દક્ષિણ દિશામાં એટલે કે આજે 'મ્યુઝીક કોલેજ' તરફના ભાગે ચંદન તલાવનો ખાડો અને તેને અડીને કબ્રસ્તાન.

એની ઉત્તરદિશા એટલે ન્યુઈરાહાઈસ્કૂલ–પ્રતાપ ટોકીઝનો ભાગ અમીનપુરા–કુતુબપુરાને નામે ઓળખાતો હતો. એ વિસ્તાર અને એમાનું કબ્રસ્તાન.

આમ ચારે કોર કબ્રસ્તાનો વચ્ચે આવેલો જમીનનો એ ટુકડો વેચાયો અને ખરીદનારે ખરીદ કર્યો. એનો દસ્તાવેજ લખાયો હતો. તા. ૧૯ જીલકદ ૧૧૩૩ હીજરી સન ને દિવસે.

એ બાદ કોઈપણ સંજોગોમાં એ જમીનનો ટુકડો દેસાઈ સુરેશ્વરના કબજે આવ્યો અને વડોદરાની એક ભાગોળના વેરાન ભાગને સજાવવા માટે જવાન સુરેશ્વરે મનમાં નિશ્ચય કર્યો.

આજે જ્યારે આપણે નક્કર ઈતિહાસ જાણવા બેઠા છીએ ત્યારે આજના સુરસાગર પાછળની દંત કથાને આગળ નહીં ધરીએ.

કોઈપણ નગરને કોટ કિલ્લા બંધાય ત્યારે સ્વાભાવિક રીતે જ એની ભાગોળની ધરતી ઉપર માટી માટે ઊંડા ખોદકામ થાય અને એમાંથી સર્જાત તળાવો. એ તળાવોને પાછળથી નામો અપાય આમ માનવ સર્જીત તળાવો પાછળ વત્તેઓછે અંશે ઈતિહાસ રહેલો હોય છે.

પરંતુ ચંદનાવતી નગરીને પાદર એક કાળે હિલોળા લેતું ચંદન તળાવ કાળે કરીને વામણું બન્યુ હશે અને પછી તો માત્ર ચોમાસાના દિવસોમાં છલકાતું એ તળાવ કાળ ઉનાળે લંબકર્ણો 'ને સ્વચ્છંદે આળોટવા માટેનું માત્ર એક સાધન બની રહેતું હશે.

પોતાને કબજે આવેલી એ જમીન ઉપર સાગરનાં અંશ રૂપ જળાશય બંધાવવાની ઇચ્છા સુરેશ્વર દેસાઈને થઈ અને એમાંથી સર્જાયુ સુરસાગર

કાળને પણ ઘડીભર થંભાવી બે વાત કહેવાની ખ્વાહેશ ધરાવતા દેસાઈ સુરેશ્વર કાળ બળને આધીન થયા પણ એમની સદાય યાદ આપતું સુરસાગર આજે પણ વડોદરાની મધ્યમાં છોળો ઉછાળી રહ્યું છે.

ધરતી પણ કેવી વારા ફેરા લે છે ? એક કાળે ગામ ભાગોળે-હિલ્લોળા લેતું એ તળાવ આજે તો નગરની મધ્યમાં આવી ગયું છે.

એ સુરસાગરને નામે તવારિખને પાને આલેખાયું સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં, પરંતુ તે પહેલાં કોઈ કવિની કલ્પનાને પણ આસમાને ચઢાવે એવું ચંદન તળાવ હતું ને એના આરે હતું ચંદનાવતી નગર. એ ચંદનાવતી નગરી તે કાળની કિતાબમાં એક આડી લકીર મૂકીને લુપ્ત થઈ ગયું.) એનો ચંદનસેન રાજા તો કોઈ બાળાવાર્તાનું પાત્ર બનીને ભુલાઈ ગયો. ને એના પર ધરતીએ વારાફેરા લેતાં 'જળ ત્યાં સ્થળ' અને 'સ્થળ ત્યાં જળ' બની ગયાં.

ચંદન તળાવના સુકાતાં નીર પર પુરુષાર્થી સુરેશ્વર દેસાઈની નજર પડીને ને એમાંથી સર્જાયું સુરસાગર. પણ એ સુરસાગર આરંભમાં તો હતું એક નાનાનગરની ભાગોળે હોય છે તેવું કાચી પાળવાળું તળાવ.

શહેરની રોનક વધતી ચાલી જ્યાં એક કાળે વસ્તી નહોતી ત્યાં માનવીનો વસવાટ થવા માંડયો. ને તળાવના ચારે કિનારા ફરતાં પરાંઓ ઊભાં થવા માંડયાં.

અને ત્યારે ઈ.સની અઢારમી સદીમાં દોઢસો વર્ષ પછી એટલે કે સુરસાગર અસ્તિત્વમાં આવ્યા પછીનાં દોઢસો વર્ષ બાદ વડોદરાની ગાદીએ એક કમનસીબ માનવી સત્તા પર આવ્યો.

એ હતો તવારીખે ઉવેખેલો ને ઈતિહાસે અવગણેલો વડોદરાનો



રાજા મલ્હારરાવ ગાયકવાડ. એ મલ્હારરાવ ગાયકવાડે સુરસાગરની કાચી પાળ સામાન્ય ઘાટ ઓવારાને સ્થાને પાકી પાળ બંધાવીને ઘાટ બાંધ્યા. જે આજે પણ મોજુદ છે ને સુરસાગરની શોભામાં વધારો કરી રહ્યાં છે.

એ સુરસાગરના આગલા ખૂણે "ભગત ભુવાની વાવ" આજે તો સ્હેલાણીઓને ફરવા માટેનું સ્થાન બની ચૂકી છે

એ વાત જુદી ને જુદી વાત સાથે આજની વાતને કોઈ નિસ્બત હોય તોય અહીં ઊંડા ઉલ્લેખની જરૂરત નથી.

આપણે તો સુરસાગરને સુરસાગર હેઠળની એકવેળાની વેરાન ધરતીનો દસ્તાવેજ ઉકેલવો છે. એના સ્થાપકની ઝીંદાદીલિ જાણવી છે.

કેવળ આપ બળેને કાંડાની તાકાતથી મોગલાઈ – આથમતિ મોગલાઈના અમલમાં દેસાઈ સુરેશ્વરે પોતાનું સ્થાન જમાવ્યું.

પાટણના નવાબની આપખુદ બેગમ લાડબીબી પોતાના પતિથી રીસાઇને વડોદરાની જાગીર ઉપર રહેતી હતી એ લાડબીબીનો વાડો આજે જે ભાગ લાડવાડા તરીકે ઓળખાય છે ત્યાં હતો. જ્યારે વડોદરાના ફોજદાર બાબી નબીરાઓ આજની ભદ્રકચેરીની તોતીંગ ઈમારતમાં રહેતા હતા.

આ લાડબીબીની જાગીરનો વહીવટ પણ આપણા સુરેશ્વર દેસાઈ કરતા હતા.

આજે એ સુરેશ્વર દેસાઈ તો નથી પણ એમની અમરયાદ આપતું સુરસાગર તળાવ અને સુરેશ્વર દેસાઈનો ખાંચો વડોદરાની ધરતી ઉપર અણનમ ઊભા છે. ઈતિહાસને પાને સુરેશ્વર દેસાઈનો બીજો ઈતિહાસ તો અંકાયો નથી પરંતુ વડોદરાની ધરતી ઉપર ગાયકવાડી સત્તાની જડ જમાવવામાં જે નામો બોલાય છે તેમાં એમનું સ્થાન પણ આગવું હતું એ એક નક્કર હકીકત છે. તવારિખ એની સાખ પુરે છે.

# ૫ મામાની પોળ

માનવીની સંસ્કૃતિ–સંસ્કાર અને વ્યવહારે કંઈક ચોક્કસ આકાર ધારણ કર્યો એના પરિણામે છુટી છવાઈ જીંદગીમાંથી ગામ અને નગરોની રચના થઈ. એમાંથી સંરક્ષણ અને સલામતિના વિચારોનો જન્મ થતાં કોટ–કિલ્લા અને વળી એ કિલ્લાને મજબુત દરવાજા આકાર પામ્યા.

ઈ. સ. ૧૮૧૯ થી ૧૮૪૭ના ગાળાની આ વાત છે. અને ત્યારે વડોદરાની ગાદીએ હતા ગાયકવાડ સયાજીરાવ બીજા. અને ત્યારે મહારાષ્ટ્રમાંથી વડોદરાના ગાયકવાડો સાથે આવેલા મરાઠી સરદાર કુટુમ્બોની અસર હેઠળ વડોદરાની ધરતીના કેટલાક વિસ્તારો દક્ષિણના નામો પ્રમાણે ઓળખાતા હતા.

આજના યુગનાં માનવીઓને ભાગ્યે જ ખબર હશે કે આજે રાવપુરા તરીકે ઓળખાતો સમગ્ર વિસ્તાર એ કાળે 'સદાશીવ પેઠ' ના નામે જાણીતો હતો.

આનંદરાવ ગાયકવાડના રાજ્ય અમલમાં દિવાન બની ચૂકેલા રાવજી આપાજીના નામથી એ વિસ્તાર રાવપુરા તરીકે ઓળખાયો, એ તો પાછળથી મળેલું નામ છે.

એ સદાશીવ પેઠ – અત્યારનું રાવપુરા – એ રાવપુરામાં 'મામાની પોળ' આવેલી છે.

કોઠીની વિશાળ ઈમારતની સામેજ આવેલી મામાની પોળથી વડોદરાવાસી ભાગ્યે જ અજાણ હશે. હા... એના નામ પાછળનો જે





ઈતિહાસ રહેલો છે એની ખબર નહીં હોય,

અત્યારે બન્ને દિશાએથી ખૂલ્લી એવી મામાની પોળને નાકે તોતીંગ દરવાજા હતા આ હકીકત કોણ જાણે છે?

પરંતુ એ કાળ એવો હતો કે સૌ પોતાની જાતનું રક્ષણ પોતાના કાડાંના બળે કરી લેતું હતું.

કોઈપણ ઐતિહાસિક નગરનો પાછલો ઈતિહાસ તપાસશો તો જણાશે કે (પ્રજા પોતાના વિસ્તારમાં મજબુત કિલ્લો બંધી જેવું બનાવીને પોતાનું રક્ષણ જરૂર પડે જાતે જ કરી લેતી હતી.)

એવા કપરા કાળમાં વસેલી 'મામાની પોળ' પણ બન્ને દીશાએથી મજબુત દિવાલ બંધી અને દરવાજાથી રક્ષાએલી હતી.

આ મામાની પોળનું સાચું નામ તો છે, 'બાલચંદ પટેલની પોળ'

છેક અઢારમી સદીના અંત સુધીના મળી આવતા દસ્તાવેજોમાં આ બાલચંદ પટેલની પોળનો ઉલ્લેખ મળતો રહે છે.

આ મામાની પોળમાં રહેતા વડોદરાના સુપ્રસિદ્ધ વકીલ શ્રી ડાહ્યાભાઈ મગનલાલ પરીખ પાસે વિ. સં. ૧૮૮૯ની સાલનો કાપડ ઉપર લખાએલા દસ્તાવેજ આ હકીકતને સમર્થન આપે છે.

અહીં આપણને સવાલ થશે કે તો પછી બાલચંદ પટેલની પોળમાંથી 'મામાની પોળ' કેવી રીતે બની ગઈ?

મામાની પોળ પાછળ પણ એક હકીકત – એક કથા રહેલી છે.

હકીકત જાણે કે એમ છે કે ચાંપાનેર તુટયા પછી ત્યાનાં સંખ્યાબંધ કુટુમ્બો વડોદરામાં આવીને વસ્યાં.

ચાંપાનેરથી આવેલા એવા કુટુમ્બોમા એક બાલચંદ પટેલ પણ વડોદરામાં આવીને અત્યારથી મામાંની પોળમાં ઘર કરીને રહ્યા

તે કાળે આજુબાજુ ખૂલ્લાં ખેતરો વાળી જગ્યા હતી.

આ બાલચંદ પટેલના એક ભાણેજને અત્યારે જ્યાં કોઠીની ઈમારત છે એ સ્થાને આવેલી એક કોટવાળીમાં કોટવાળની નોકરી મળી.

નગરની મહત્વનો કોટવાળીનો કોટવાળ એટલે તો પછી વાતજ શી પૂછવી... લોકોમાં એનું માન મને કે કમને રહેવાનું જ.

આવા મોભાદાર ભાણેજના મામા બાલચંદ પટેલ એટલે વસ્તી માત્રના મામા લોકો એમને બાલચંદ મામા કહીને જ બોલાવે.

ધીરે ધીરે એ જે પોળમાં રહેતા હતા તેને લોકો બાલચં... મામાની પોળના નામે ઓળખવા લાગ્યા. જ્યારે સરકારી ચોપ... પોળનું નામ લખાતું હતું. 'બાલચંદપટેલની પોળ' પાછળથી ધી... ધીરે લોકજીભે માત્ર રહી ગઈ એ 'મામાની પોળ'.

આ મામાની પોળમાં એક જૈન દેરાસર છે. પ્રજામાં "જીરાવલી-પાર્શ્વનાથ" ના નામથી પ્રસિદ્ધ છે.

આ જૈન મંદિર પાછળ પણ ઉંડો ઈતિહાસ છુપાયેલો ... અભ્યાસીઓ માટે એ સ્થાનક જોવા જેવું છે.

વિક્રમ સંવત ૧૮૮૯ને માગસર વદ એકાદશીને દિવસે ... પ્રતિમાનું પ્રાગટય થયાની હકીકત પ્રાપ્ત થાય છે.

સમગ્ર ગુજરાતમાં જૈન ધર્મ ફૂલ્યો ફાલ્યો અને એમાંથી આ... ગીરનારને, પાવાગઢનાં ઉત્તુંગ શિખરો ઉપર જૈન સંપ્રદાયનાં તી... ધામો સ્થપાયાં.

એક વેળાની મહાનગરી ચાંપાનેર અને એના માથે બેઠો પવન દુર્ગ-પાવાગઢ – એ પાવાગઢમાં પણ જૈન મંદિરોની આર...



ઝાલરી અહિંસાનો અમર સંદેશ ગુજરાતની પ્રજામાં ફેલાવતી હતી.

પરંતુ કાળબળે એ મહાનગર ચાંપાનેર પડયું અને પડતા નગરની આબાદ વસ્તી વેર વિખેર થવા માંડી. ચાંપાનેરની વસ્તીએ જીંદગીની લાંબી વાટને સુખમય બનાવવા અન્ય સ્થળોએ સ્થળાંતર કર્યું સાથે પોતાની માલમિલક્ત અને બન્યું ત્યાંથી પોતાના આરાધ્ય ઈષ્ટદેવને પણ સાથે લઈ જવાનું ન ભૂલ્યા.

મામાની પોળમાં આવેલા જીરાવલા પાર્શ્વનાથ-કલ્યાણ પાર્શ્વનાથના મંદિર વીશે અને એમાં રહેલી પ્રતિમા અંગે જૈન પંડિત લાલચંદ્ર ગાંધીએ કરેલા સંશોધન ઉપરથી જાણવા મળે છે કે મામાની પોળમાં આવેલા મંદિરની પ્રતિમા–વિક્રમ સંવત ૧૧૧૨માં વૈશાખ સુદ પાંચમને ગુરૂવારે પાવાગઢ ઉપર બંધાએલા. 'બાવન જીનાલય'માં જીરાવલા પાર્શ્વનાથની પ્રતિમાનો જે ઉલ્લેખ મળી આવે છે તેમાંની છે.

એ પછી એ પ્રતિમાને કેવા સંજોગોમાં કયારે અને કોણ વડોદરામાં લાવ્યું તે જાણવા મળતું નથી.

પરંતુ એ પછીની મળતી વિગત પ્રમાણે આજના રાવપુરા અને આનંદપુરા વિસ્તાર વચ્ચે રામાજી નામના એક દેશસ્થ બ્રાહ્મણના મકાનમાંથી એ પ્રતિમા મળી આવી હતી.

પ્રતિમાના પ્રાગટય અંગે મળતી કથા કહી જાય છે કે.

ભગવાને પોતાના પ્રગટ થવાની મહેચ્છા સ્વપ્ન દ્વારા પેલા ગરીબ દક્ષિણો બ્રાહ્મણને બતાવી પરંતુ એ ભલા બ્રાહ્મણને સ્વપ્નની વાત કાંઈ સમજાઇ નહીં. હવે બન્યું એમ કે તેજ ક્ષણે તે વેળાના એક જૈન આચાર્ય શ્રી શાંતિસાગર સુરિને પણ આજ મતલબનું સ્વપ્ન લાધ્યું.

Scanned by CamScanner

આથી શ્રી શાંતિસાગર સુરીએ પોતાને મળેલા સ્વપ્નની હકીકત મામાની પોળવાળા બાલચંદ પટેલના પુત્ર ગીરધરદાસ કે જેઓ તે વેળા પોલીસ પટેલના હોદ્દા ઉપર હતા. જો કે એક જૈન કવિતામાં તો આ ગીરધરદાસને નગરના સુબા તરીકે વર્ણવ્યા છે, તેમને આ વાત કરી.

પરિણામે વટપદ્રક વડોદરાના સમસ્ત શ્રાવક સંઘના મોવડી ગાંધી દુર્લભદાસ ઝવેરચંદ અને અન્ય જૈન આગેવાનોએ મળીને સ્વપ્નામાં બતાવેલા સ્થળેથી પ્રતિમાને ભૂમિમાંથી બહાર કાઢી.

હવે પછી સવાલ એ ઊભો થયો કે આવી સુંદર પ્રતિમાની સ્થાપના કયા સ્થળે કરવી ? જૈન આગેવાનો આ પ્રતિમાને પોતપોતાના વિસ્તારમાં લઈ જવા ઇચ્છતા હતા. જૈનોનાં મોટા જથ્થાનો આગ્રહ હતો. કે પ્રતિમાને ચાર દરવાજાના કોટ વિસ્તારની અંદર કોઈક સલામત સ્થળે લઇ જવી.

ડાહ્યા માનવીઓએ આ પ્રશ્ન પ્રભુની ઇચ્છા ઉપર છોડીને પ્રતિમાંને એક સુંદર રથમાં ગોઠવી અને રથને છુટ્ટો મૂકી દીધો.

સમગ્ર જૈન સમાજ અને પ્રજાના આશ્ચર્ય વચ્ચે રથવાહક વિના ચાલતા રથના બળદો મામાની પોળમાં દરવાજામાં પ્રવેશ્યા અને હાલ જે સ્થળે મંદિર છે એ સ્થળે જઇને અટકયા.

પ્રભુ આજ્ઞાને માથે ચઢાવીને જૈન સમાજે એ સ્થળે આવેલાં કેટલાંક મકાનો દૂર કરી પ્રતિમાની ત્યાં વિધિપૂર્વક સ્થાપના કરી અને એક ભવ્ય મંદિર ત્યાં ચણાવ્યું.

એ મંદિરને મંદિરમાંની પ્રતિમા તે મામાની પોળમાં આવેલા "જીરાવલા પાર્શ્વનાથ"

મૂર્તિ પ્રગટ થઇ વિ. સં. ૧૮૮૯માં એ પછી સાત વર્ષે આ દેરાસર તૈયાર થતાં વિ. સં. ૧૮૯૬ ને માઘ સુદ ૧૩ ના રોજ



પ્રતિમાની પ્રતિષ્ઠા કરાયાનો ઉલ્લેખ મળી રહે છે.

આ કથાને સમર્થન આપતું એક કવિત વિ. સં. ૧૯૬૩માં મુનિરાજ સિદ્ધિ વિજયજીના શિષ્ય શ્રી ભક્તિવિજયજી એ રચ્યું.

આપણે એ કવિત એમના શબ્દોમાં જ જોઈશું.

**શ્રી કલ્યાણ પાર્શ્વનાથ પરમ ઉપગારી જેની સદા જાગતી જયોત જગત જયકારી એક અનુપમ દેરું વડોદરામાં દીપે મંડપની શોભા, સ્વર્ગપુરીને જીપે જીનરાજની પ્રતિમા શાંત સુધારસ ક્યારી જેની સદા જાગતી જયોત જગત જયકારી.** લગભગ ચોવીસ ટુકની આ કવિતામાં મૂર્તિના પ્રાગટયની કથાથી માંડીને એની સ્થાપના સુધીની સમગ્ર વિગતો સમાયેલી છે.

વડોદરાની ધરતી ઉપર બાલચંદ પટેલ બાલચંદ મામાની પોળના આ જૈન મંદિરની પ્રતિમા ખરેખર અદ્‌ભુત છે. શુદ્ધ શ્યામ રંગે શોભિત એ દેવ પ્રતિમાને આપણે વંદન કરીએ.

જૈન પ્રતિમાના પ્રાગટય અંગે જૈન યતિ શ્રી. દિપવિજયજીએ રચેલ એક કવિત પણ મળી આવ્યું છે એ કવિતની પણ લગભગ ચાલીસ ટૂંક છે. અને એમાં પ્રતિમાની પ્રાગટય કથા વણી લેવાઈ છે.

આજથી બસો–ત્રણસો વર્ષ પહેલાંના વટપદ્રક – વડોદરા અને તે વેળાના સદાશીવ પેઠના વિસ્તારની જરાક કલ્પના કરો.

ત્યારે અત્યારનું ભવ્ય કોઠી બિલ્ડીંગ નહોતું અને ત્યારે નહોતું સૂર્ય નારાયણનું પણ મંદિર. વસ્તીનો મોટો ભાગ વડોદરા એટલે કે મુળ ચંદનાવતીના ભાગમાં વસ્યો હતો. કોટ બહારના વિસ્તારોમાં છુટી છવાઈ વસ્તી ઊભી થતી જતી હતી.

ચાંપાનેર તૂટયા પછી અત્યારના જયુબીલીબાગથી માંડીને દવાખાનાના ભાગમાં વસ્તી વધવા માંડી.

કાળની પીંછીએ વડોદરાની ધરતી ફલક ઉપર કંઈક નવાજ રંગો ચિતરી દીધા છે.

આજે તો એ બાલચંદ પટેલ અને એના કોટવાળ ભાણો ભુલાઈ ચૂકયા છે.

દુરગપાલ – કોટવાલ નગરનો ઈ સુબા નામ કહાવે રે –
પાટીલ ગીરધરદાસ સુધર્મા
તેહને વાત જણાવે રે –
દેવ જીરાવલી...

જૈન યતિના કવિતમાં બાલચંદ મામાનો પુત્ર ગીરધદાસ સચવાઈ રહ્યો. અને લોકજીભે રહી ગઈ છે આપણી મામાની પોળ.

ને એ મામાની પોળમાં આવેલા જીરાવાલા પ્રાર્શ્વનાથનું મંદિર પણ કેમ ભુલાય ?

પ્રતિમાના દર્શને સૌ કોઈ જાય છે. પરંતુ એના પ્રાગટ્ય પાછળનો ઈતિહાસ જાણવા કોઈએ પ્રયત્ન કર્યો છે ખરો ?

સમયના વહેણમાં ગઈકાલ વહી જાય છે. રહી જાય છે માત્ર આજ વર્તમાન ... ભાવિની વાત કોણ જાણે છે ?





# ૬ "હઠીલા હનુમાન"

ઈશ્વરની મહાશક્તિ કહો કે કાળની શક્તિ કહો પરંતુ એ અદીઠ શક્તિના દોરી સંચારે સંચરતો માનવી, ધરતી ઉપર પોતાનું નામ મુકી જવાના પ્રયત્નો છેક આદી–અનાદિ કાળથી કરતોજ આવ્યો છે. અને તેમ છતાં સદાકાળ આ બ્રહ્માંડના અવકાશમાં ઘુમતી ધરતી પર કદી કોઈનું પણ નામ ટકયું નથી ને ટકતું નથી. આ બધું જાણવા છતાં પામર માનવીના પ્રયત્નો તો ચાલુ જ રહ્યા છે.

માનવીની ભુખના પણ પ્રકારો વિવિધ છે. કોઈ ધરતી પર પગ મૂકે છે અને એને સત્તાની ભુખ જાગે છે તો વળી કોઈને ધનની ભુખ મૃત્યુ સુધી છોડતી જ નથી.

આ બધાને ટપી જતી કિર્તિભુખથી તો ભાગ્યેજ કોઈ માનવી અળગુ રહી શકયું હશે. કિર્તિભૂખથી અલિપ્ત રહેતો માનવી માનવી નથી હોતો પરંતુ મહામાનવ હોય છે.

સત્તા ધન કે સાધનના બળે કહેવાતા શુભહસ્તે પછી માનવીઓ જયારે કોઈ સ્થાન કે ઈમારતનો શિલારોપણ વિધિ કે ઉદ્‌ઘાટન વિધિ ભારે ધામધુમથી કરાવે છે ત્યારે ઘડી ભર તો કાળભગવાન પણ માનવીના આવા પામર પ્રયત્નો તરફ આશ્ચર્યથી મીંટ માંડીને જોઈ રહે છે ! ! અને પછી અટ્ટહાસ્ય કરતાં ટકોર કરે છે ભલા ! નામ પાછળ આટલો મોહ શાને ? જરા ઈતિહાસને પાને નજર કર અને ધરતી પરનાં ખંડેર – અવશેષોનો ઈતિહાસ જોઈ જા. કોનો શુભહસ્ત ઈમારતને અમરત્વ આપી શકયો છે ?)

પરંતુ માનવીએ કાળવાણીની પરવા ક્યારે કરી છે ?

વટપદ્રક અને ચંદનાવતીના સમન્વયમાંથી વિસ્તરેલા આજના મહાનગર વડોદરાની દક્ષિણ – પૂર્વ દિશામાં મીયાં મહંમદની વાડીનો વિશાળ વિસ્તાર વિસ્તરેલો છે. એ વાડી વિસ્તારને પોતાનો આગવો કોટ હતો.

એ વાડીમાં છેક છેવાડાના ભાગમાં એક પોળ આવેલી છે એ પોળમાં એક પુરાતન હનુમાનજીનું મંદિર છે...

એ હનુમાનજીના મંદિરને કારણે આજે તો એ પોળ 'વાડી હનુમાન પોળ નામે' જાણીતી છે.

વડોદરામાં ભાગ્યેજ કોઈને ખબર હશે કે આજની "હનુમાન પોળ" એક કાળે 'શૂરા શાળવીની પોળ' નામે ઓળખાતી હતી.

આપણે આજની વાત નથી કરવા બેઠા. આપણે તો આ મહાનગર વડોદરાના ગૌરવભર્યા ભુતકાળની વાત જાણવી છે ને ?

એને માટે તો આજથી ત્રણસો વર્ષ પહેલાના યુગમાં ડોકીયું કરવું પડશે.

અને ત્યારે આ વિસ્તાર મુળ ગામથી જરા દૂરનો વિસ્તાર ગણાતો હતો. આ વિસ્તારમાં વસ્તીનું પ્રમાણ પણ કંઈક ઓછું.

એ જમાનો હતો હાથશાળનો સૌ સૌની કારીગીરી આગવી. સમાજમાં કારીગરનું સ્થાન પણ આગવું.

આ વિસ્તારમાં ત્યારે શાળવી કોમ એક જથ્થે રહેતી હતી. પોતાના ઉદ્યોગ માટે જરૂરી જગ્યાની છુટ એમને ગામના આ છેવાડાના ભાગમાં પુરતી મળી રહેતી.

શાળ ચલાવતા આ શાળવી કોમ તે ખત્રી, વણકર. વણાટ અને છાપકામની કારીગરી એમના બાપની.



આ શાળવી કોમનો એક મોભી, નામ એનું શૂરો, ન્યાત પટેલને ન્યાત મુખી શુરાનો પડતો બોલ આખી કોમ ઉપાડે એવી એની શાખ.

એટલે ધીરેધીરે લોકોમાં આ વિસ્તાર શુરા શાળવીના વિસ્તાર તરીકે જાણીતો બનેલો.

આ શુરા શાળવીના વાસમાં એક સંધ્યાટાણે વાળું કરીને આખાયે વાસનાં કુટુંબો પોતપોતાના ઘરના આંગણામાં ખાટલા ઢાળીને ચાંદની રાતે એ...ઈ મઝાની લોકવાર્તા સાંભળતા આડા પડયા હતાં.

ત્યાં તો એકાએક ઘોડાં ને ગાડાં...ને પોઠના હોકારા પડકારા સંભળાયા.

વાસના માનવી સૌ સાબદા થયાં પુરૂષો હાથ ચઢયું હથીયાર લઈને સજ્જ થયા.

ત્યાં તો બધાની નજરે વણઝારાની પોઠ આવતી દેખાઈને વસ્તીનો શ્વાસ હેઠો બેઠો.

અલ્યા...આ તો વણઝારાની પોઠ છે પોઠ...વણઝારનો ભો નહીં શુરા શાળવીએ લોકોને ધરપત આપી.

ત્યાં તો પોઠનો મોભી શુરા પાસે આવ્યો ને એક રાત આશરા માટે વિનંતી કરી.

એ શું બોલ્યા મારા ભાઈ ! સૌને આશરો ઉપરવાળાનો, અમેજ એના આશરે અહીં પડયા છીયે ત્યાં વળી અમે કોણ આશરો આપનાર તમ તમારે નિરાંતે અહીં રાત ગાળો જોઈતું કરતું માંગી લેજો. અતિથિ કોના બારણે છે ભાઈ ? શુરાએ વહેવારની વાત કરીને આજુબાજુથી લોકો બોલી ઉઠયા...વાત તો સાચી છે મહેમાન

કોના બારણે છે...વણઝારા માત્ર રાત દહાડાના વટેમાર્ગુ એમને વળી જાકારા કેમ દેવાય ?

શાળવી કુટુંબોએ વણઝારાની પોઠને રાતવાસો રહેવાની સગવડ કરી આપી.

વણઝારા માત્રની પોઠનો એક મોભી હોય અને એ મોવડીનું નામ ગમે તે હોય પરંતુ લોકજીભે તો એકજ નામ અમર બની ચૂક્યું છે અને તે લાખા વણઝારાનું...પોઠના મોવડી માત્રનું નામ લાખો વણઝારો.

એવા એ લાખા વણઝારાએ પોતાના યજમાન શાળવી કુંટુંબોને પોતાની પોઠના ઉતારામાં બોલાવ્યા.

બાપ ! તમારે આંગણે વણનોતર્યા મહેમાન બનીને અમે આવ્યા છીએ. અમે આવ્યા ને તમે હેતે કરીને આવકાર્યા છે...તો જરાક નજીક આવો સહેજે વાટમાંથી મળેલા આ હનુમાનદાદાના દર્શન કરો,

શાળવી કુંટુંબોએ પોઠના એક ગાડામાં ગોઠવેલી પ્રચંડમૂર્તિના ભાવપૂર્વક દર્શન કર્યા.

બાપ ! અમે તો વગડાના જીવ વગડામાં ભટકોયે તે ભટકતાં ભટકતાં મારગમાંથી આ મૂર્તિ અમને મળી, કોક પુરાતની મંદિરનાં ખંડેરમાં એ અટવાતી પડી હતી...આ અમારા જવાનીયાઓને થયું કે આવી સરસ મૂર્તિને આમ વગડામાં અપૂજ શે' રહેવા દેવાય ? લઈ લ્યો આપણી ભેગી: એટલે અમે તો સાથે ઉપાડી લાવ્યા છીએ. હવે તો દાદાના મરજી હશે ત્યાં એને પધરાવીશું...ભગવાનના પૂન પરતાપે આ વેળા ઘણું કમાયા છીએ. ક્યાંક સ્થાપના કરીને સાથે મંદિર ચણાવવા વિચાર છે.

અરર શું વખત આવ્યો છે ? દેવ જેવા દેવને વગડા વેઠવા પડે તો પછી મનખા દેહને વીતે એમાં શું નવાઈ ? કોઈક ભાવિક



શાળવી વૃદ્ધે ભાવિને સંભારતાં કહ્યું.

વગડો શે'નો બાપ ! એ ઠેકાણે હશે ત્યારે તો કોક ગામ હશે...ગામના પાદર કો'કે મંદિર બંધાવ્યા હશે...હશે ત્યારે તો ઘણું બધું હશે પણ એ તો કહ્યું છે ને કે નામ તેનો નાશ... ધરતી વારાફેરા લે છે તે આનું નામ. જંગલ હોય ત્યાં મંગલ થાય. આ લ્યોને તમારી જ વાત કરોયે...તમે ગામથી છેટે પડ્યા છો અને તોય તમે અહીં જંગલમાં મંગલ કરો નો ને ?

આ આમ હનુમાનજીની મૂર્તિની વાતોમાંથી બીજી અનેક વાતો કરતાં રાત વહેવા લાગી. બધાં આડે પડખે થયાં.

અને સવાર પણ પડ્યું.

ઉદ્યોગી માનવીઓનું પ્રભાત વહેલું ઉગે છે. એ ન્યાયે પાછલી રાતનું પરોઢિયું થતાંમાં તો આખાય શાળવી વાસની વસ્તી કામે લાગી ગઈ. વણઝારા પણ પોતાની પોઠો તૈયાર કરતાં આગળ વધવાની વેતરણમાં પડયાં.

લાખો વણઝારો શૂરા શાળવીના ફળિયામાં ચલમમાં તમાકુ ભરી છેલ્લા કસ ખેંચતા વિદાય માંગી રહ્યો હતો.

ત્યાં તો...

એક વણઝારો જવાન લાખા પાસે દોડતો આવ્યો.

'મુખી ! ગાડું એક ડગ પણ આગળ ખસતું નથી."

'અલ્યા શી વાત છે ?'

'બાપ ! હડમાનદાદાની મૂર્તિ પધરાવી છે એ ગાડું જરાએ ખસતું નથી' આવનાર વણઝારા જવાને વાત કરી.

'લે કર વાત...આ બાર ગાઉનો પંથ કાપીને આવ્યા અને તો ય એ ગાડાને કાંઈ આંચ આવી નથી ને હવે એને શું થયું ?

અલ્યા બળદ થાકયા હોય તો બીજી જોડ બદલી નાંખો.'

'અમે એ પણ કરી જોયું...થયું કે મૂર્તિના પથ્થરના વજન નથી કદાચ ગાડું નહિ ખસતું હોય એટલે ચાર જોડ જોડી તોય ગાડું તસુય પણ હાલતું નથી.'

સાંભળનાર બધાયને મન આ કૌતુક હતું...અરે ભાઈ ગઈ કાલ તો એ મૂર્તિનો ભાર ખેંચીને ગાડું રવાલ ચાલે દોડતું આવ્યું હતું....બધાએ નજરે દીઠેલી એ વાત હતી ત્યાં રાતમાં એ ગાડાને શું થઈ ગયું ?

શાળવી વાસના તમામ માનવીઓ મૂર્તિવાળા ગાડા ફરતાં વીંટળાઈ વળ્યાં. પોઠના વધુ બળદોને ગાડે જોડયા માણસોએ ધક્કા માર્યા પણ ગાડું જરા પણ ચસ્યું નહિ.'

આ ગઠમથલમાં સૂરજ રાસવા માથે ચઢયો. બપોરનું ખાવા ટાણું થઈ ગયું.

એટલે શુરા શાળવીએ વેણ નાંખ્યું. ભા લાખા ! હનુમાનજીની મરજી અહીંથી આગળ જવાની લાગતી નથી...હવે ખાવા ટાણું થયું છે...રોકાઈ જાવ...પછી દાદાની મરજી પૂછીને આગળ ડગલાં ભરજો.

વણઝારાની પોઠ રોકાઈ ગઈ...અને એ આખોય દિવસ મૂર્તિ અને મૂર્તિના ચમત્કારની વાતો ચાલી. એમ કરતાં રાત પડી.

રાત પડી અને પોઠનાં અને વાસનાં માનવી નિદ્રાના ખોળે પોઢયાં.

મધરાત થઈ અને લાખા વણઝારા ને ઉંઘમાં જાણે કે હનુમાનજીની મૂર્તિ કહી રહી હોય એમ સ્વપ્ન લાધ્યું.

લાખા ! તું મને જંગલના ખંડેરમાંથી લઈ આવ્યો...લાવ્યો



તે સારું કર્યું...પણ મારું મન હવે આ સ્થાનકે ઠરે છે માટે આગળ લઈ જવાનો પ્રયત્ન છોડી દેજે. તારું કલ્યાણ થશે.

આવું જ સ્વપ્ન શુરા શાળવીને પણ આવ્યું, શુરા મારું સ્થાનક તારા વાસમાં રહેવા સરજાયું છે. તમે બધા ભેગા થઈને મારું મંદિર અહીં બંધાવજો. હું આ સ્થળનો ઉદય જોઈ રહ્યો છું.'

સવારે ઊઠીને બંને મોવડીઓએ પોતાને આવેલા સ્વપ્નાની વાત કરી અને તોય માનવસહજ કુતુહલથી ફરીથી એકવાર પ્રયત્ન કરી જોયો આખીયે પોઠના પોઠીયા મૂર્તિવાળા ગાડે જોડયા. ત્યાં હાજર રહેલા સમસ્ત માનવીઓએ બળ કર્યું અને તો યે મૂર્તિ મૂકેલું ગાડું સહેજ પણ આગળ ડગ્યું નહિ.

"ભાઈ ! હવે રહેવા દો...હનુમાન દાદા હઠે ચઢયા છે. એમને હવે આગળ આવવું જ નથી. તો પછી ભલે એ આ સ્થાનકે રહેતાં. અમને જે પાઈ પૈસો મળશે તેનાથી એનું સ્થાનક બંધાવીશું." શાળવી કોમનો આ અભિપ્રાય હતો.

હનુમાનજી હઠે ચઢયા છે. એ વાત વાયુવેગે વડોદરા ગામમાં ફેલાઈ ગઈ.

આ ચમત્કારી પ્રતિમાને દર્શને આખું ગામ ઉમટયું.

લાખા વણઝારાની પોઠે થોડા દિવસ ત્યાં પડાવ નાંખ્યો અને દેવની મરજી પ્રમાણે હનુમાનજીની મૂર્તિની એજ સ્થળે પ્રતિષ્ઠા કરવામાં આવી.

લાખા વણઝારાએ એ સ્થાને એક વિશાળ મંદિર ચણાવ્યું ને મૂર્તિને એમાં ધામધૂમથી પધરાવવામાં આવી. મંદિર નજીક એક કૂવો પણ ખોદાવવામાં આવ્યો.

હનુમાનજીનું મંદિર પેલો કૂવો આજે પણ ત્રણસો વર્ષ પૂર્વની

આ કથાના સાક્ષીરૂપે આજે પણ સારી હાલતમાં મોજુદ છે.

કાળની અવિરત ગતિમાં વર્ષો પછી વર્ષો વિતતાં ગયાં.

આજે એ લાખો વણઝારો પણ નથી કે નથી રહી એવી પોઠો. પરંતુ આ કથાથીએ તો કાળને ચોપડે આલેખાઈ ચૂકયા જ છે.

વડોદરાની ધરતી ઉપર હઠ કરીને સ્થાન જમાવી ચુકેલી એ હનુમાનજીની મૂર્તિ લોકજીભે 'હઠીલા હનુમાન'ના નામે જાણીતી બની. કાળે કરીને પેલી શૂરા શાળવીની પોળ પણ લોકો ભુલવા માંડયા ને એ પોળને નવું નામ મળ્યું. 'હનુમાન પોળ' વડોદરાના એક ગરબામાં પણ એનો ઉલ્લેખ મળે છે કે,

હાથીયાખાણાના દરવાજે કાંઈ
હઠીલા હનુમાન રે……

આજના યુગના માનવીઓ આવા દૈવી ચમત્કારમાં કદાચ ન માને. પરંતુ આજથી ત્રણસો સાડી ત્રણસો વર્ષ પહેલા બની ગયેલી આ હકીકત લોકજીભે આજે પણ સચવાઈ રહી છે એ વાતમાં તો કોઈ શંકા નથી જ.

વાડી હનુમાન પોળમાં આવેલા હઠીલા હનુમાનના મંદિર પાછળની કથા અંગે મંદિર અને એની બાજુનો કૂવો આજે પણ સાખ પૂરે છે.

## ૭ દલો પટેલ

'ઉપર અલ્લાને નીચે દલા' આવી કહેવત મૂકી જનાર એ કહેવત સાથે લોક હૈયામાં અલ્લા ઈશ્વર જેટલી સત્તા સ્થાપિત કરી જનાર. દલા વાઘજી પટેલ મૂળ પાદરાનો પટેલ અને દેસાઈ ગીરીમાંથી દેસાઈનું બીરૂદ મેળવી જનાર માનવી હતો. એટલી વાત તો સૌ કોઈ જાણે છે.

પાંચ માણસ ભેગાં મળે ને કોઈ પંચાયતમાંથી સવાલ પેદા થાય ત્યારે વાતની વાતમાં કોક આજે પણ બોલી ઉઠે છે કે "ભાઈ જાણી તારી પટલાઈ…પટેલ તો એક સાચો ને એ એકજ થઈ ગયો. પાદરાનો પટેલ, લોકજીભે અમર બની ચૂકેલો એ પાદરાનો પટેલ અન્ય કોઈ નહીં પણ દલો પાદરીયો દલો દેસાઈ.

આમ પાદરા ગામને પાદરાનો પટેલ બન્ને એક રૂપ કોઈ વાતે એમને આજે પણ જુદાં પાડી શકાય તેમ નથી. પાદરાની વાત નીકળતાં દલો સૌને મોખરે દેખાવાનો; પાદરાથી દલાનું ગૌરવ હતું, તો દલાથી પાદરા ઉજળું હતું.

વડોદરાની ધરતી ઉપરથી મુસ્લીમ સત્તાનો અંત લાવવામાં અને ગાયકવાડી સત્તાના શ્રીગણેશ મંડાવનારમાં દલાનું નામ સૌથી મોખરે રહેશે. પછી ભલે આજના વડોદરા વાસીઓ એ દલાને અને એના કામને ભૂલી જાય.

વડોદરાના પ્રજાજનો કદાચ દલાને ભૂલ્યા હશે, પરંતુ જાણે અજાણે પણ એના નામ સાથે જોડાએલી દલા પટેલની પોળને તો

એમણે સંભારવીજ રહી.

લોકજીભે દલા પટેલનું નામ અમર કરતી દલા પટેલની પોળ આજે પણ લહેરીપુરા અને માંડવી વચ્ચેના રાજમાર્ગ પર આવેલી નરસિંહજીની પોળમાં અસ્તિત્વ ધરાવે છે. અને એ પોળથી ને એના નામથી વડોદરાવાસીઓ પરિચીત છે જ.

દલાનું નામ ધરાવતી દલા પટેલની પોળ વડોદરાની ધરતી ઉપર છે ખરી પરંતુ પોળમાં આજે એ લોકમાન્ય માનવીનું સ્થાન સ્થળ કે રહેઠાણ બતાવતી કોઈ પણ ઈમારતનું અસ્તિત્વ જણાવતી નથી.

એક વેળા સત્તા અને દોરદમામથી ગુંજતી દલા પટેલની ડહેલી એ પોળમાંજ આવેલી હતી. દલા પટેલના અવસાન બાદ એના કોઈ વારસદારે દલાની એ ડહેલી શિનોરના કોઈ શાહુકારને વેચી દીધાનું જાણવા મળે છે. પાછળથી એ શીનોરના શાહુકારે પણ કાળબળને શરણે જઈને અન્ય કોઈને વેચી દીધાની હકીકત પણ પ્રાપ્ત થાય છે.

અહીં સવાલ એ થાય છે કે તો પછી દલા પટેલ જે ઘરમાં રહે તો હશે એ સ્થાન સ્થળ કયું છે.

બનવા જોગ છે કે અત્યારે જે રામજી મંદિર પાસે દરવાજાવાળો ભાગ છે તે કદાચ દલાની બેઠક કચેરીનો ભાગ હોઈ શકે અને અંદરના ભાગમાં બાકીનો રહેઠાણ ભાગ હોવો જોઈએ. અત્યારે પણ દલા પટેલની પોળમાં દાખલ થાવ ત્યારે દરવાજાવાળો ભાગ એટલો જ દમાવદાર લાગે છે. જાણે કે કોઈ મોટી હવેલીના દરવાજામાં પ્રવેશતા ન હોઈએ એવો આપણને પહેલી નજરે ભાષ થાય છે.

બનવા જોગ છે કે દલાની એ ડહેલી વેચાઈ ગયા બાદ એનાં રૂપરંગને આકાર ફેરવાઇ ગયા હોય. કાળના ઝપાટામાં એ મુળ



ઈમારત નામશેષ બની હોય અને પાછળથી ખરીદ કરનારે એને નવું સ્વરૂપ આપ્યું પણ હોય. ગમે તેમ હોય પરંતુ પોળનું પ્રવેશ-દ્વાર તો છેક દલાના યુગનું હોય એમ સ્પષ્ટ લાગે છે.

વડોદરાની દલા પટેલની પોળને નામ આપી જનાર દલાના ઈતિહાસનું પગેરું આપણને છેક પાદરા અને ત્યાંથી ઠેઠ ચરોતરમાં આશાપુરી પીપળાવ સુધી ખેંચી જાય છે.

દલાનું નામ આપણને પરિચીત છે પરંતુ દલાનો પૂર્વ ઈતિહાસ ઘણા થોડાની જાણમાં હશે. દલાનો પૂર્વ ઈતિહાસ જાણતા પહેલા આપણે થોડો પાદરાનો ઈતિહાસ પણ જાણવો પડશે.

ઈસુની બારમી સદી પહેલાં હાલના પાદરાને સ્થાને ટંકણપુર નામનું ગામ હતું. પાદરાની ભાગોળે આવેલા બળીયાદેવના મંદિરમાંથી ઈ. સ. ૧૨૫૭નો એક શીલાલેખ મળી આવ્યો છે એ શીલાલેખ આ હકીકતની સાક્ષી પુરે છે. આ ટંકણપુર ગામ પાછળથી બન્યું પદ્મપુર પદમાવતી નગરી.

બનવા જોગ છે કે પદ્મપુર–પદમાવતી નામ પધરાઈ માતાના નામ ઉપરથી પડયું હોય.

પદ્મપુરની–કોઈની સત્તાધારી વ્યક્તિએ પદ્મપુર વસાવીને નામ આપ્યું હોય એમ પણ બને.

એ પદ્મપુર–પદમાવતી ગામની વસ્તી હાલના પાદરાથી જરા દક્ષિણે રહેતી હોવાના પુરાવા મળી રહે છે. હાલનું પાદરા એક વેળાના ટંકણપુર અને પદ્મપુરના પાદરે વસેલું છે.

બે ગામને જોડતા પાદર ઉપર જે ગામ વસ્યું તે પાદરાનો મુળ સ્થાપક દલો પટેલ.

દલો પટેલ મુળ આશાપુરી પીપળાવ ગામનો છેક ચરોતરની

ભૂમી ઉપરથી પાદરાના પાદરમાં એ દલો પટેલ કેવી રીતે આવી પહોંચ્યો એની પાછળ પણ સારો જેવો ઈતિહાસ છે.

લોક કથા એવી છે કે આશાપુરી પીપળાવના વાઘજી પટેલને એક દિકરો દલો નસીબ અજમાવવા માટે આશાપુરી–પીપળાવથી નિકળ્યો અને રસ્તામાંથી વણઝારાની પોઠનો સથવારો મળી ગયો.

વણઝારાની પોઠે હાલના પાદરામાં જ્યાં આગળ ઝંડા બજારનો ભાગ છે ત્યાં મુકામ કર્યો. દલાએ પણ પોઠ સાથે જ પોતાનો પથારો નાખ્યો.

રાત પડી અને થાકેલા પ્રવાસીઓ ઘેરી નિંદરમાં પડયા. ઊંઘમાં પડેલી પોઠમાં બે જીવ જાગતા હતા.

એક તો પોઠને મુકામે મુકામે મનોરંજન કરાવતો શણુવી, અને બીજો જાગતો હતો આપણો દલો. પટેલ દલાને ઉંઘ કયાંથી આવે ? દલાને આવતી કાલની ચિંતા હતી.

એવામાં જંગલમાં શિયાળ બોલવા માંડયાં. માનવીની માફક પશુઓની બોલીનો અણસાર પારખનાર શણુવીએ લાખા વણઝારાને જગાડયો.

'લાખા, ઉઠ...ઉભો થા'.

અલ્યા શણુવી હજુ તો મધરાત થઇ છે. અત્યારથી ઠાલો કયાં ઉજાગરો કરાવે છે ?' વણઝારાએ શણુવીને જવાબ આપતાં પાસું ફેરવ્યું.

લાખા ! મધરાત છે એ તો હુ ય જાણું છું પણ નામ અમર કરવાનું ટાણું વહી રહ્યું છે..(આ ટાણે જો કોઈ ગામ વસાવવાનું મહુરત કરે તો અહી એક મોટું ગામ વસે અને વસાવનારનું નામ અમર થાય એવો જોગ છે.)





લાખા વણઝારાએ તો શણુવીની વાતને કસુંબાનું ઘેન ગણીને હસી કાઢી પરંતુ પુર્ષાર્થી દલો કે જે એ વેળા જાગતો હતો તેણે શણુવીની વાત પર વિચાર કરીને નજીકમાં જ પડેલા ગાડાનું 'જુસરૂ કાઢીને મનમાં ગામ વસાવવાનો સંકલ્પ કરી એ સ્થળે જ રોપી દીધું.



સવાર પડી ને વણઝારાની પોઠ તો આગળ વધી આગળ વધતી પોઠના મોવડી લાખા વણઝારાએ દલાને ટપાર્યો. "કાં જવાન! આગળ નથી હાલવું ?"



'બસ ભા બસ...હું તો હવે આ ભોમકા ઉપર જ રહેવાનો, મને લાગે છે કે આ ધરતી જોડે જ મારું નસીબ લખાયેલું છે !

જવાનની વાત ઉપર હસતો વણઝારો અને એની પોઠ ત્યાંથી નીકળી પડી અને દલો પેલાં બે નિસ્તેજ બનતાં જતાં ગામડાના પાદરમાં જ રહી પડયો.

પછી તો ગમે તેમ બન્યું હોય પરંતુ ધીરેધીરે પગ જમાવીને દલાએ પદ્મપુર અને ટંકણપુરના પાદર ઉપર જ વસવાટ વધાર્યો. લોકજીભે પાદરમાં વસેલો વસવાટ પાદરા બન્યો અને એ પાદરા આબાદ બનતું ગયું.

ધીરે ધીરે પાદરમાં જામતો ગયેલો દલો પાદરાનો પટેલ બન્યો, ઘેર દેસાઈ ગીરી આવતાં દલો દેસાઈના નામે ઓળખાતો થયો.

ગુજરાતમાં ત્યારે મોગલ સુબાઓની સત્તા હતી. મોગલ સુબા અમદાવાદ રહેતા અને એમના નાયકોને ફોજદારો અગત્યનાં મથકો સંભાળતા એવો એક ફોજદાર શેરખાનબાબી વડોદરાનું ફોજદારૂ કરતો હતો. એ શેરખાન બાબી વડોદરામાં નવાબી તોરમાં રહેતો

અને પોતાનું રહેવાનું મથક એણે વડોદરાના ભદ્રની રાજ હવેલીમાં રાખેલું.

દલો પટેલ ધીરે ધીરે શેરખાન બાબીના દરબારમાં કરતો-કરાવતો થઈ પડયો.

પરિણામે દલાની ફરતા વિસ્તારોમાં એવી તો હાક અને ધાક બેસી ગઈ કે લોકો કહેતા થઈ ગયાં–ઉપર અલ્લાને નીચે દલા દલો ધારે તે કરી શકે એવી એની શાખ હતી.

પછીનો ઈતિહાસ તો ખૂબ લાંબો છે વડોદરામાંથી મુસ્લીમસત્તાનો અંત લાવવામાં નિમીત્ત બની દલાની દિકરી. દલાએ સોનગઢ જઈને પીલાજીરાવને ગુજરાતમાં આવવા તેડુ મૂકયું.

કાળ કોઈને છોડતો નથી. અલ્લાની હોડ કરતાં એ દલા પટેલ સમય આવે કાળને આધીન બન્યો. પરંતુ એ દલો નામધારી વ્યક્તિ આજે તો નથી. પરંતુ વડોદરાની ધરતીપર દલા પટેલની પોળ અને પાદરાની દલા તલાવડીથી દલો આજે પણ અમર છે'.

સેજાકુંવા ગામના અમીન કુટુમ્બો પોતાને દલાના વંશજો ગણાવે છે. પાદરામાં જ્યાં હાલ ગુજરાતી શાળા છે એ મકાન અસલમાં દલા પટેલની કચેરી હતી. અને એની સામે ચુડઘરના ખાંચામાં જુની પોષ્ટ ઓફીસના નામે ઓળખાતું મકાનં તે દલાની મુળ ડહેલા.

કાળ બળ આગળ બધું એ પલટાઈ રહ્યું છે. દલો ગયો પણ ઈતિહાસને પાને દલાનું નામ નોંધાઇ ચૂકયું છે.

દલા પટેલની પોળમાં પેસતાજ આપણને એ વીર પુરૂષની યાદ તાજી થાય છે,

વડોદરામાં સુરસાગર તળાવના એક પુરાણા દસ્તાવેજમાં દલા



પટેલના દલા વાઘજી પટેલના હસ્તાક્ષરો આજે પણ આપણને જોવા મળે છે.

દલો માત્ર મુત્સદ્દી હતો એટલું નહીં પરંતુ જાતે યુદ્ધ પણ ખેલી શકતો હતો. એ વાત તો એણે બાબીઓ સામે ખેલેલા યુદ્ધથી પુરવાર કર્યું છે. વડોદરાની આજુબાજુના ભીલ પાટણવાડીયા અને કોળીઓનું દળ જમાવી એણે ગાયકવાડને સારી જેવી મદદ કરેલી એ હકીકત તો નોંધાઈ ચુકી છે.

દલાની એક યાદગીરી–ગાયકવાડ સાથે બંધાયેલા મૈત્રીના હાથના પ્રતિકરૂપ તોપ–આજે પણ સોનગઢના ખંડેર બનેલા કિલ્લાના એક બુરજ ઉપર પડી છે.

આ પ્રચંડ તોપ ઉપર પટેલ દલા વાઘજી પાદરાનાનું નામ કોતરાએલું છે.

દલો ગયો પણ દલાની યાદ વડોદરાની ધરતીએ સંઘરી છે. એ વાત આપણે માટે ગૌરવની છે.

# ૮ "છોટીયાંનો હજીરો"

ગુજરાતની ધરતીએ કોઈપણ જાતના ભેદભાવ વિના પ્રત્યેક માનવીને પોતાની છાતી ઉપર ઝીલ્યા છે. ગુજરાત શા માટે ? આમ તો સમગ્ર ભારતની વાત કરીયે તો એ ભારતની ધરતીએ પોતાના અને પારકાં કોઈને ગણ્યાં જ નથી. આ હકીકતની પ્રતિતિ આપણો ઈતિહાસ આપે છે.

ગુજરાતની ધરતો ગુજ્જર–ગુર્જરોની યાદ જાળવી લઈને જાણીતો બનેલો વિસ્તાર. એ ગુજરાતની ધરતી ઉપર મુસલમાનો સત્તાના ઓળા પથરાયા અને ઠેરઠેર મંદિરના શિખરો અને મસ્જીદો ના મિનારા એક બીજાના પડખાં સેવતા પોતપોતાનો આગવો અનોખો દમામ અને દોર બતાવતાં ખડા થયા.

અને ત્યારે વટપદ્રક – ધીરેધીરે વડોદરા બની ચુકયું હતું.

આપણે જોઈ ગયા તેમ ગુજરાતની ધરતી ઉપર ઈ. સ. ૧૫૨૬ થી ૧૫૩૭ દરમ્યાન સુલતાન બહાદુરશાહનો અમલ હતો, અને એ બહાદુરશાહના એક આર્મેનિયન (તુર્કી) ગોલંદાજે વડોદરા શહેરનો નકશો તૈયાર કર્યો અને વડોદરાને આકાર આપ્યો. (નગરના ચાર દરવાજા વચ્ચેનો ભાગ)

એ પછી તો શહેરની ભૂમિ પર કાળના અનેક વારાફેરા બદલાઈ ચૂકયા. કંઈક જુના સ્થળો નવા નામે ઓળખાવા લાગ્યા.

અત્યારે પિરામિતાર રોડના નામે જે વિસ્તાર ઓળખાય છે



તે ભાગનું નામ ઇ. સ, ૧૮૬૩ સુધી તો "નિલકંઠેશ્વર મહાદેવનો ભાગ" એ નામે ઓળખાતું હતું.

નિલકંઠેશ્વર મહાદેવનો ભાગ પિરામિતારના રસ્તા તરીકે ઓળખાતો બન્યો એ પણ કાળની જ બલિહારી છે ને ? પરંતુ નામ વળી કોનું ટકયું છે ?

એ વર્ષોના મળી આવતા દસ્તાવેજો ઉપરથી આ પુરાણું નામ મળી આવે છે.

પ્રત્યેક યુગમાં અને પ્રત્યેક સત્તાના પરિબળોમાં આમ જ બનતું આવ્યું છે. અને એમ જ બને, એ વાતનું વળી આશ્ચર્ય શું હોઈ શકે ?

ગુજરાતની ધરતી ઉપરથી વડોદરાંની ધરતી પરથી રાજપુત યુગનો અસ્ત થયો અને તે સાથે જ તે યુગના કંઈક કેટલાંએ સંભારણાં કાળમાં લુપ્ત બની ગયાં. મુસ્લિમ યુગના પગરણ મંડાયા. નવી ઇમારતોને નવાં નામો ચલણમાં આવ્યાં.

ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહ બીજાના અમલ દરમ્યાન એક ભારે ઓલિયા ફકીર વડોદરાની ધરતી ઉપર રહી ગયા. એમનું નામ હતું. "પીર અમીશા–તાહેર."

એ જમાનામાં પીર અમીશા તાહેરનો બોલ એટલે જાણે કે બ્રહ્મવાકય.

આ ઓલિયા પીર માટે અનેક દંતકથાઓ પ્રચલિત છે. એમને સોંપેલી અનામત આજની 'સેફ'માં મૂકેલી મિલ્કત જેટલી સહીસલામત ગણાતી.

એ ઓલિયા પીર અમીશા તાહેરની બેઠક હતી આજના પિરામિતાર વિસ્તારમાં પાછળની એ ઓલિયા માનવીને એમના

સ્થાન નજીક જ દફનાવવામાં આવેલા. પીર અમીશા તાહેરની કબર આજે પણ એ વિસ્તારમાં મોજુદ છે માનવીનો નશ્વરદેહ આ જગત પરથી વિદાય લે છે. પરંતુ એની નામના અને કાર્યોની સુગંધ ચોમેર ફેલાયેલી જ રહે છે ને?

એ પીર અમીશા તાહેરના નામને અમર કરતો માર્ગ તે પીર અમીશા તાહેર માર્ગ. લોકજીભે પાછળથી બની ગયો પિરામિતાર માર્ગ!

આ વિસ્તારમાં બીજો એક નાનકડો હજીરો આવેલો છે સામાન્ય માણસને તો ભાગ્યેજ એ હજીરાની ખબર હોય. પરંતુ એ હજીરો ઓળખાય છે. 'છોટીયાં (છોટીબીબી)નો હજીરો'' તરીકે.

છોટીયાં (છોટીબીબી)ના હજીરાના નામથી ઓળખાતી એ ઈમારત પાછળ રસમય હકીકત મળી રહે છે.

કોઇને પણ સવાલ થાય કે જે ઈમારત સાથે નામ જોડાયું છે એ નામ મૂકી જનાર છોટીબીબી વળી કોણ હતી?

વડોદરાની ગાદી ઉપર ત્યારે મહારાજા સયાજીરાવ બીજાનો અમલ હતો. આ સયાજીરાવ ગાયકવાડના રાજદરબારમાં છોટનજાન છોટીબીબી રાજનર્તકીના સ્થાને હતી. આમ તો રાજદરબારમાં ગણિકા નર્તકીનો કોઇ તોટો નહોતો. પરંતુ છોટનજાન એ બધામાં શીરમોર હતી. કહોને કે દરબારનું એક આગવું અંગ હતું.

નૃત્યકલાની આરાધના એ છોટનજાનના ગુજરાનું સાધન હતું. રાજદરબારની છોટનજાન પ્રજામાં છોટીબીબી કે છોટીયાંના નામે પણ જાણીતી.

જવાની કોઇની રહી નથી ને રહેતી પણ નથી. અને માટે તો એનું નામ જવાની પડ્યું છે ને? માનવી માત્રને જવાની આવે છે ને સમય થતાં એ જવાની ચાલી જાય છે.



માત્ર ઘડપણ જ માનવીનું એક સાચુ સાથીદાર બનો રહે છે કે જે એકવાર આવ્યા પછી માનવીને છોડી જતું નથી. હા માનવી આ જગત પર વિદાય લે છે ત્યારે એ ઘડપણ એની સાથે જ જાય છે.

રૂપ અને કંઠથી લોકોમાં માર્ગ મુકાવતી છોટનજાનની જવાની પણ ઓસરવા માંડી.

રૂપ અને કંઠ સાથે તાલ મિલાવતા પગના ઘુઘરા પણ એ પગની તાકાત ઘટતાં બેસુરા બેતાલ વાગવા માંડયાં. અને ધીરેધીરે છોટનજાનના ચાહક વર્ગમાં ઓટ આવવા માંડી. દરબારી તેડાં પણ માત્ર વિવેક પુરતાં મળવા માંડ્યા.

અને છોટનજાને કાળ બળને ઓળખી લીધો. ધંધે ભલે છોટનજાન એક નર્તકી હતી. પરંતુ બાઈ ભારે સમજદાર અને સમયને ઓળખીને ચાલનારી હતી.

જવાની જતાં પોતાની કિંમત એ સમજી ચુકી. પોતે એક અંધારા ખુણામાં હડસેલાઈ જાય તે પહેલાં જ પોતાનો માર્ગ નક્કી કરી લેવા એણે નિર્ધાર કર્યો.

આવી રહેલા કાળને છોટનજાને ઓળખ્યો.

અત્યાર સુધી હૃદયના એક ખૂણે ભંડારી રાખેલો ધાર્મિક ભાવ છોટનના હૃદયમાંથી બળ કરીને આગળ આવ્યો.

સ્વાર્થી સંસારની અસારતા ઓળખી ચુકેલી એ નારીએ પોતાની પાછલી જીંદગી સુધારી લેવા મક્કા શરીફની યાત્રાએ જવા નિર્ણય લીધો.

જવાની સાથે જર પણ ચંચળ છે અસ્થિર છે. જવાની કોઈની થતી નથી. તેમ જર પણ કોઈનું થતું નથી એનું જ્ઞાન તો છોટનને ક્યારનું એ થઇ ચૂક્યું હતું.

એટલે એ આશયથી લક્ષ્મીનો સદુપયોગ કરી લેવાના છોટનને કોડ જાગ્યા.

પોતાના આશરે જીવતા માનવીઓને એણે પોતાના મનની મુરાદ જણાવી.

'જુઓ મારે મક્કા શરીફની હજ કરવી છે.'

'ઓ હો...હજ કરવા જવું છે ને ? જવું જ જોઈએ દરેક પાક માનવીએ હજ કરવી એ તો સાચુ...અને ખુદાએ તમને થોડાક પૈસા પણ આપ્યા છે. જરૂર જાવ... હવે હજ નહિ કરો તો ક્યારે કરશો?' સાથીદારોએ છોટનની વાતને વધાવી લીધી. હવે એમને મન છોટન અહિં રહે કે ન રહે તે સરખું જ હતું. કારણ કે આજે નહિ તો બે પાંચ વર્ષે છોટન એમને માથે પડે એવી સ્થિતિ આવી જ રહી હતી.

'હજ કરવા તો જઈશજ પરંતુ જતાં પહેલા મારા મકાન પાસે જ મારો એક નાનકડો હજીરો બંધાવવો છે છોટને બીજી વાત મૂકી.

હજીરો!! બંધાવીને શું કરશો ? એક ગુણીકાને વળી હજીરો બંધાવીને શું કરવું છે ? એવા પૈસા વેડફી નાંખવાનું શું કારણ છે ? પૈસા વધારે હોય તો સાથીદારોમાં વહેંચી દો અને અલ્લાહના પવિત્ર સ્થાનમાં બધાએ માયા મમતા છોડીને ચાલ્યા જાવ. કોઈક કહેવાના સગાને છોટન પાસે પડેલા પૈસાનો લોભ હજુ છુટતો નહોતો તેણે જવાબ વાળ્યો.

છોટનને હવે આ સ્વાર્થી માનવીઓ ગમતાં નહોતા એ પોતાના નિર્ણયમાં મક્કમ હતી. પોતાની પાસે જે ધન હતું તેમાંથી છોટનજાને પોતાને માટે એક નાનકડો હજીરો બંધાવ્યો પણ ખરો. અને એમાં પોતાને મૃત્યુબાદ અવલમંજીલે પહોંચાડાય એવી ખ્વાહીશ જાહેર



કરી. બાકીનું ધન એણે ગરીબ ગરબામાં દાન કરી દીધું.

છોટને હજીરા નજીક એક કુવો પણ ખોદાવ્યો કે વિસ્તારના માનવીઓ એમાંથી પાણી મેળવીને પોતાને યાદ કરતાં રહે.

બધી તૈયારીઓ થઈ છોટને પોતાની અવલ મંજીલ માટે પણ વ્યવસ્થા કરી લીધી. એના મનની મુરાદ હતી કે પોતે મક્કા શરીફની યાત્રા કરીને પાછા આવ્યા પછી વડોદરામાં શાંતિથી સાદું જીવન જીવે અને વખત થયે ચિરનિંદ્રામાં પોઢશે.

પરંતુ માનવી ધારે છે કંઈ ને ભગવાન કરે છે કાંઈ!! છોટનજાન બધાની વિદાય લઈને સારો સથવારો જોઈ મક્કા મદીના જવા માટે વડોદરાથી ઉપડી વડોદરાના રાજદરબારે અને વડોદરાની પ્રજા આ વાત જાણતી જ હતી.

હોય ભાઈ! આખો જીંદગી એણે મહેનત કરી છે. હવે પાછળનું ભાથુ બાંધવા હજ કરવા જાય એમાં વળી નવાઈ શી ?

છોટનજાન વડોદરાથી ખંભાત પહોંચી. તે કાળે ખંભાતથી મક્કા જવાની વ્યવસ્થા થતી હતી.

ખંભાત પહોંચેલી છોટનજાન ત્યાંજ બીમાર પડી. અને મક્કા જવાની વાત મનની મનમાં જ રહી ગઈ.

છોટનજાને ખંભાતની ધરતી ઉપર આખરી શ્વાસ લીધો.

છોટનજાન ખંભાતમાં મરણ પામતાં જમાતવાળાઓએ છોટનના દેહને ત્યાં જ અવલમંજીલે પહોંચાડયો છોટન માટે વડોદરા નહિ પરંતુ ખંભાતનો ધરતી પોકારતી હશે.

છોટનજાન ઈચ્છતી હતી કે પોતાનો દેહ વડોદરામાં પોતાને માટે ખાસ હજીરામાં દફનાવાય. પરંતુ એમ ન બની શક્યું.

છોટનજાનના હજીરામાંની કબર (તાવીજ) એમની એમજ રહી ગઈ.

એ છોટનજાન આજે તો નથી. પણ એણે બંધાવેલો હજીરો આજે પણ પિરામિતાર રોડ વિસ્તારમાં 'છોટીયા'ના હજીરા તરીકે આજે પણ મોજુદ છે.

છોટીબીબીનો આત્મા પોતાની આરામગાહના ઘુમ્મટ પર કદીક વિસામો લેતાં શાંતિનો શ્વાસ લેતો હોય તો નવાઈ નહિ !

માનવીની ઈચ્છાઓ, આશાઓ કે અરમાનો કયારે પૂરાં થયાં છે. અને છતાં માનવી એ બધી વાતો પૂરી કરવા કેટલો મથે છે ?

પોતાનું ધાર્યું કરવા તરફડીયાં મારતા માનવીને ત્યારે કાળ હસતો જ રહ્યો છે ને ?



૯

# ભદ્ર-વાડીરંગમહાલ

વટપદ્રક-વડોદરા અને પુરાણી નગરી ચંદનાવતી સમયના વહેણ સાથે એક રસ થઈ ચૂકયાં હતાં. એક વેળાનાં બે અલગ નગરો પોતાના આગવા સીમાડા ભુંસીને એક મેકમાં સમાઈ ચૂકયા ને સદીઓ વહી ગઈ હતી. અને હવે એ એક બનેલા વટપદ્રક-વડોદરા નગરીની ધરતી ઉપર રાજપુત યુગનાં અવશેષો નામશેષ બની ચૂકયા હતા કહો ને કે એની એધાંણી પણ રહેવા પામી નહોતી, હા... પેલા ચંદનાવતીના પાદરનું ચંદન તળાવ હજુ એના પુરાણા નામે ઓળખાતું હતું ખરું. અને એ તળાવ પણ શેનું ? ધીરે ધીરે એના અંગો સંકોરાતાં જતાં હતાં. કાળે કરીને એ ચંદન તળાવ તો ખાડો બની ચૂકયું હતું. અને છેક મુસ્લીમ યુગમાં તો માત્ર એની નહીં જેવી એધાણીજ રહી હતી એ તળાવના ચારે કિનારે મુસ્લીમ અમલના પ્રતિકરૂપ કબ્રસ્તાન અને કબરો પ્રતિક પથ્થરો ધરતી ઉપર ડોકાં કાઢીને મૃતદેહની એધાણીઓ આપી રહ્યા હતા.

ગુજરાતમાં સુલતાની સત્તાનો અમલ બેસી ચૂકયો હતો. ગુજરાતના પહેલા સુલતાન મુઝફ્ફર શાહ એક વેળાનો દિલ્હીના બાદશાહનો ગુજરાતી સુબો ઝફરખાં ચૌદમી સદીના અંતમાં મુઝફ્ફરશાહ નામ ધારણ કરીને ગુજરાતની ગાદીએ બેઠો. પરંતુ ત્યારે એની રાજધાનીનું શહેર તો હતું પાટણ, એના પછી ગુજરાતની ગાદીએ આવેલા અહમદશાહે અમદાવાદ વસાવ્યું અને સૌ પ્રથમ અહમદાવાદની ધરતી ઉપર ભદ્રના કિલ્લાનો પાયો નાંખ્યો.

પાટણમાં ભદ્રનો કિલ્લો હતો એ પ્રમાણે અમદાવાદમાં ભદ્ર બન્યું અને એને પગલે વડોદરામાં પણ ભદ્રની રાજહવેલીએ આકાર લીધો.

વડોદરાની ધરતી ઉપર સૌનું ધ્યાન ખેંચે તેવી પુરાણી ઈમારતોમાં આ ભદ્રનો ઈમારત સૌથી મોખરે છે અને રહેશે.

આ ભદ્ર કચેરીની ઈમારત આજના યુગમાં વર્ષોથી મુલ્કી કચેરી તરીકે ઉપયોગમાં લેવાતી આવી છે. ભદ્રની ઈમારત કોણે બંધાવી એ સવાલ હજુ પણ ચર્ચાનો જ રહ્યો છે. કેટલાકનું માનવું એમ છે કે ભદ્રની ઈમારત રાજપૂત યુગ અને મુસ્લીમ યુગના સંધીકાળમાંજ બંધાઈ હશે. એના સમર્થનમાં કહેવાય છે કે ઈતિહાસ પ્રસિદ્ધ પાટણ નગરનો કિલ્લો સોલંકી યુગમાં બંધાતાં શક્તિપૂજક રાજપુતોએ એ કિલ્લાને ભદ્ર અથવા ભદ્રકાળી નામ આપ્યું. અમદાવાદના ભદ્ર અંગે પણ એવો જ મતભેદ છે. ઈતિહાસમાંથી મળતી હકીકત કહી જાય છે કે અહમદશાહે અમદાવાદ નગરની રચના કરતાં ભદ્રના કિલ્લાનો પાયો નાંખ્યો, અને શીલા રોપાઈ માણેક બુરજમાં એ માટે બીજો એક મત એવો છે કે ત્યાં આગળના પુરાણા કિલ્લાના અવશેષો ઉપર જ ભદ્રના નવીન કોટની રચના થઈ. ભદ્ર–અમદાવાદના ભદ્રકાળીનું મંદિર પણ છેક રાજપુત યુગનું જ હોવાનું કહેવાય છે, જ્યારે એ પછી મળતી હકીકત પ્રમાણે ભદ્રકાળીનું મંદિર મરાઠા યુગમાં અસ્તિત્વમાં આવ્યું.

ભદ્ર અને ભદ્રકાળી સોલંકી યુગની દેન હોવાનું સમર્થન ડભોઈનો કિલ્લો ને કિલ્લાનો ગઢભવાની ભદ્રકાળી માતાનું સ્થાનક પૂરાં પાડે છે. મુસ્લીમોને ભદ્ર કે ભદ્રકાળીના સ્થાન સાથે શું નિસ્બત હોઈ શકે? ગમે તેમ હોય પાટણ, અમદાવાદ, ડભોઈ અને વડોદરાનાં ભદ્ર અને ભદ્રકાળી ઈતિહાસની આ અંધારી કેડી તરફ સંશોધકોને આંગળી ચીંધે છે.



પાટણ મુસ્લીમ સત્તા હેઠળ આવ્યા છતાં એનો ભદ્ર અને ભદ્રકાળી, ભદ્રનો કિલ્લો લોકજીભે તો અમરજ રહ્યાં. અને એને પગલે અમદાવાદનો ભદ્રનો કિલ્લો પણ જાણીતો બન્યો એમ તવારીખ શાખ પૂરે છે.

વડોદરાની ભદ્ર કચેરીની ઈમારત કોણે બાંધી, ક્યારે બાંધી અને બાંધવા પાછળ શું આશય હશે? એ બધાયે સવાલોનો આપણી પાસે કોઈ જવાબ નથી.

ગમે તેણે બાંધી હોય પરંતુ એટલી વાત તો ચોક્કસ છે કે એ ઈમારત રાજપુરૂષોના રહેઠાણ અને જરૂરત પડે બહારના શક્ય હુમલા સામે પોતાને રક્ષણ માટે તે માટેજ બંધાઈ હશે. જરાક ઝીણી નજરે જોઈ શું તો વડોદરાની ભદ્રનો ઈમારત ફરતે એક કાળે કોટ જેવું હશે. એની પાછળ જ આજે પણ જુની ગઢી નામે ઓળખાતું સ્થાન આવેલું છે. ભદ્ર કચેરીમાં ભદ્રકાળી માતાનું સ્થાનક દામાજીરાવ ગાયકવાડે ભદ્રકાળીની પ્રતિમા પાવાગઢથી લાવીને સ્થાપેલું હોવાનું કહેવાય છે.

આ બધી વાતો ઉપરથી એક વાત તો ચોક્કસ છે કે ભદ્ર કચેરીની ઈમારત વડોદરાની ચડતી–પડતી અને સત્તાની ફેરબદલીમાં વખતો વખત રાજ પુરુષોના રહેઠાણની ગરજ સારતી હશે.

ગુજરાતના મુસ્લીમ સુલતાનોનો ઉતારો આ રાજ હવેલીમાં થતો હશે એ વાતમાં તો કોઈ શંકા નથી જ. એ રાજહવેલીનો પાછળનો કલાત્મક ઝરૂખો મુસ્લીમ સત્તાની દેણ છે એ તો એની બાંધણી જોતાં જ દેખાઈ આવે છે.

વડોદરામાં ગાયકવાડી સત્તા જામતા સોનગઢ પછી ગાયકવાડોએ પ્રથમ ગાદી રાખી પાટણમાં અને એ પછી પાટણ દક્ષિણથી જરા દૂર પડતું હોવાથી ગાયકવાડી સત્તાનું કેન્દ્ર બન્યું વડોદરા એ તો જાણીતી વાત છે.

✓વડોદરામાં ગાદી આવતાં ગાયકવાડોનો પ્રથમ વસવાટ થયેલો આ જુનીગઢીમાં. ભદ્રની ઈમારત હજુ અડીખમ ઉભી છે. પરંતુ જુનીગઢીનો ભાગ ખંડેરોમાં પલ્ટાઈ ચૂકયો છે/

ભદ્રની ઈમારત જે કાળમાં બંધાઈ હશે લગભગ તેજ કાળમાં કિલ્લે બંદીવાળી બીજી ઈમારત અસ્તિાવમાં આવી તે વાડી-રંગમહાલ.

આજે એ રંગમહાલનું અસ્તિત્વ કાંય જણાતું નથી હા, એના પ્રવેશદ્વાર જેવો દરવાજો એની જર્જરીત કાયા લઈને કાળબળ સામે નિષ્ફળ ટક્કર ઝીલી રહ્યો છે.

આ વાડી રંગમહાલ અંગે અનેક વીધ લોકોક્તિ સાંભળવા મળે છે. 'રંગમહાલ' હતો તો કોનો હતો? વાડી વિસ્તાર તરીકે ઓળખાતો ભાગ વાડી શા માટે કહેવાયો ( 'મીયાં મહંમદની વાડી' કહેવાય છે તો પછી એ મીયાં મહંમદ કોણ? અને કયારે થયો? આ ધરતી ઉપર એ મીયા મહંમદનું સ્થાન અને મોભો મહત્વ કેટલાં હતાં? આ બધાયે સવાલો. એક પછી એક આપણી સમક્ષ ઉભા થાય છે. આ બધા માટે દંતકથાઓ તો મળે છે. પરંતુ એની પાછળ સત્ય કેટલું? એ તો જયારે આપણુને કોઈ દસ્તાવેજી પુરાવા મળે ત્યારે જ કહી શકાય.

એક લોકકથા એવી મળે છે કે જેના નામ ઉપરથી મીયાં મહંમદની વાડી એવું જે નામ પડયું તે મીયાં મહંમદ મોગલયુગમાં વડોદરાની ધરતી ઉપર થઈ ગયેલા કેટલાક મુસ્લીમ ઓલીયા સંતોમાં આ મીયાં મહંમદનો સમાવેશ થાય છે. મીયાં મહંમદને એક યહુદી પત્ની કે ઉપપત્ની હતી. એ યહુદી બાઈ ભારે ઇલ્મી ગણાતી હતી.

ઓલિયા સંત્ત મીયાં મહંમદ અને એમનાં યહુદી પત્ની ભારે ઠાઠમાઠ અને રંગરાગથી રહેતા આ ઓલિયાના નિવાસસ્થાન લોકજીભે



'રંગમહાલ' તરીકે જાણીતું બન્યું. અને એ રંગમહાલની ચારેકોર વિસ્તરેલી વાડી એક અર્થમાં તો ફળ – ફુલનો બગીચો લોકોમાં ખૂબ જાણીતો બન્યો. વડોદરાની પ્રજા આખાયે વિસ્તારને વાડી રંગનહાલના નામથી ઓળખતી થઈ.

કહેવાય છે કે એક વેળા કોઈ એક ફકીર આ મીયા મહંમદના રંગમહાલના દરવાજે ટહેલ નાખીને ઉભો. મીંયા મહંમદના ઈલ્મી યહુદી પત્નીએ પેલા ફકીરને સોનાના વાસણોમાં ભોજન આપ્યું અને જમી રહ્યા બાદ એ સૂવર્ણ વાસણો પણ પેલા ફકીરને દાનમાં આપી દીધાં.

એ પછી ફરતાં ફરતાં પેલો ફકીર ચાંપાનેરમાં મહંમદ બેગડા પાસે આવ્યો.

અને સુલતાનને કહ્યું કે તારી પાસે શું લક્ષ્મી છે? લક્ષ્મી તો વડોદરામાં એક સંત ઓલીયા પાસે અભરે ભરી છે. અને એમ કહીને એણે મીયાં મહંમદની જાહોજલાલોને ઠાઠમાઠની બધીએ વાત કરી.

પોતાના ઈલમની વાત મહંમદ બેગડાને કાને પડી છે અને પરિણામે બેગડાની દાનત પોતાના ધન ઉપર પડી છે એવું જાણતાં મીયાં મહંમદે પોતાની તમામ લક્ષ્મી નજીકમાં જ આવેલા તળાવમાં કે જે પાછળથી લોકોમાં 'મહંમદ તળાવ' નામથી જાણીતું બની ચૂકયું હતું. એ તળાવમાં છુપાવી દીધી. અને પોતે જીવતાં જ ફુલની ચાદરના રૂપમાં ફેરવાઈ જઈ પોતાને માટે ખાસ બંધાયેલા હજીરામાં સમાઇ ગયો.

આ લોકવાર્તામાં સત્ય કેટલું છે એ તો કોણ કહી શકે? પરંતુ વાડી રંગમહાલ વિસ્તારમાં મીયાં મહંમદનો હજીરો તો આજે પણ મોજુદ છે. અને પેલા મહંમદ તળાવની મધ્યમાં આવેલા ટેકરા

હિઠળ મીયાં મહંમદની અનર્ગળ લક્ષ્મ હોવાની લોકમાન્યતાં આજે પણ ચાલી આવી છે.

આજે વાડો વિસ્તાકતી વાત કરવા બેઠા છીએ ત્યારે એ વાડોમાં આવેલા શનિદેવના મંદિરને ભુલી શકાય તેમ નથી. સામાન્ય રીત શનિ દેવનાં મંદિરો ખૂબ જ ગણ્યાગાંઠા સંખ્યામાં જ જોવા મળે છે.

શનિદેવની આ બેનમુન પ્રતિમા ક્યાંથી આવી અને એની સ્થાપના ક્યારે થઈ એની કોઈ ચોક્કસ વિગત મળતી નથી.

પરંતુ શુદ્ધ કસોટીના સળંગ પથ્થરમાંથી કોતરાએલી આ દેવપ્રતિમા જોવા જેવી તો છે જ.

જાણવા મળ્યા પ્રમાણે કોઈ એક રાયકવાળ બ્રાહ્મણ પોતાની સાથે જ આ મૂર્તિ લઈને વડોદરામાં વસવાટ માટે આવેલ અને મૂર્તિની પ્રતિષ્ઠા પોતાના રહેવાના સ્થાનમાં આજ સ્થળે કરેલ, અત્યારે પણ જોઈશુ તો શનિદેવની મૂર્તિની સ્થાપના ખાસ કોઈ બંધાવેલા મંદિરમાં નહીં પરંતુ રહેવાના સ્થાનમાં જ કરેલી હોય એમ સ્પષ્ટ દેખાય છે.

મૂર્તિનો બારીકાઈથી અભ્યાસ કરતાં એક પ્રશ્ન થાય છે કે પાડાના વાહન ઉપર બેઠેલા શનિદેવની શ્યામ મૂર્તિના હાથમાં સૂર્યનું પ્રતિક છે અને બાજુ પરથી જોતાં મોઢું પહોળું કરી સૂર્યને જાણે ગળી જવા ન માગતા હોય એવો એનો ભાવ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે શનિ તો સૂર્યપુત્ર ગણાય પછી પિતાને ગળી જવાનો મુખભાવ આ પ્રતિમામાં કેવી રીતે મૂકાયો હશે ?

પરંતુ આ પ્રતિમાની રચના અંગે શાસ્ત્રીકારોનું કહેવું એમ છે કે શનિદર્શન સન્મુખે કરવું એ નિષેધ મનાય છે.



શનિની સીધી દૃષ્ટિનું દર્શન અમંગળ ગણાતું આવ્યું હોઈ મૂર્તિની રચના આ પ્રકારે જ થઈ શકે. પ્રબળ ગ્રહ સૂર્ય શનિની સીધી દૃષ્ટિના માર્ગમાં આવતો હોવાથી દર્શન કરનાર માનવીને કોઈ બાધ આવતો નથી.

આ વિસ્તારની પાછળના ભાગમાં આવેલા નવગ્રહના મંદિરમાં પણ શનિદેવની આવી જ પ્રતિમા આવેલી છે.

શનિદેવની પ્રતિમામાં આકારાએલા પાડાના વાહનને બાદ કરીયે તો જાણે બાળ મારૂતી, સૂર્યને ફળ સમજી ખાવા જતા હોય તેવો ભાવ પ્રતિમાને જોતાં થાય છે, ગમે તેમ હોય પરંતુ પ્રતિમા ખરેખર દર્શનીય છે એ વાતની તો ના નહીં.

આજે તો વાડી રંગમહાલમાંનો રંગમહાલ નથી રહ્યો. હા... એક જીર્ણ દરવાજો એ સ્થાનના અસ્તિત્વની સાક્ષી પૂરતો ઉભો છે અને મીયાં મહંમદની વાડીની યાદ સંઘરીને પેલું મહંમદ તળાવ હજુ વડોદરાની ધરતી ઉપર મોજુદ છે.



# ૧૦ મદનઝાંપાની મદન

સત્તરમી સદીનો એ કાળ અને એ કાળમાં મોગલાઈનો સૂર્ય સોળે કળાએ ખીલી રહ્યો હતો. કાશ્મીરથી કન્યાકુમારી સુધી સીધી યા આડકતરી મોગલસત્તાની આણ પ્રવર્તતી હતી.

સત્તાનો પથારો વધે તેમ વહીવટી તાણા-વાણાના દોર ઢીલા પડે એ તો ઈતિહાસનો સ્વાભાવિક ક્રમ જ છે.

ઠેર ઠેર મુકાએલા મોગલ સુબાઓ સુલતાન-નવાબના તોરથી હકુમત ચલાવતા હતા.

ગુજરાતમાં ત્યારે એક પછી એક સુબા બદલાતા હતા... મોગલાઈ અમલમાં ગુજરાતના સુબાને નવાબી જાહેર કરવાનો કોઈ મોકો મળતો નહોતો.

અમદાવાદના આંગણે નવા નિમાએલા મોગલ સુબાએ પોતાના સિંહાસનના પાયા મજબુત બનાવવા માટે આજુબાજુના થાણામાં પોતાના માણસોને ગોઠવવા માંડયા.

એમાં વડોદરાનો વહીવટ એણે સોંપ્યો ખંભાતના બાબી નબીરાઓને. ખંભાત-વડોદરાને વાડાશિનોરમાં બાબીભાઈઓનો દોર અને તોર ચાલતો થયો.

શેરખાન બાબી ત્યારે વડોદરાનો મોગલ સુબાનો પ્રતિનિધિ હતો.

એ વેળાની વ્યવસ્થા પ્રમાણે કહીએ તો શેરખાન બાબી વડોદરાનો ફોજદાર હતો.





શેરખાન બાબી હતો તો મોગલ સુબાનો ફોજદાર પણ વડોદરાની ધરતી ઉપર નવાબી તોરમાં ઘુમતો. આ શેરખાન પાસે ઈનામ મહેંદી નામનો ખુશામતખોર સાથી હતો.

પોતાની મતલબો સાધવા માટે એ મહેંદી શેરખાનને હંમેશા સૂરા અને સુંદરીમાં મસ્ત રહેવા લોભાવતો અને એ કાર્યમાં ઈમામને સાથ આપી રહી હતી મદન.

વડોદરાની વસ્તી આ મદનને એક ગણીકા તરીકે ઓળખતી.

મદન...વડોદરાના ઈતિહાસને ચોપડે ચઢી ચુકેલું આ નામ. સૌને પરિચિત અને છતાં એનો ભૂતકાળ એટલો જ અજાણ્યો. મદન કોણ હતી? કયાંથી આવી? એ વાતની કોઈને ખબર નહોતી.

ભલા! એક ગણીકાનો ભૂતકાળ જાણવાની પડી પણ કોને હોય? એવા તો કંઈકના ભૂતકાળ અંધકારમાં દટાએલા જ પડયા છે ને?

એક દિવસ એ મદન વડોદરામાં આવી અને આવી ત્યારે તો અત્યારે જયાં પાનબજાર છે એ વિસ્તારમાં લહેરીપુરાના કોટને અડીને આવેલા એક જુના મકાનમાં ઉતરી.

એનાં રૂપ અને કળાએ રંગીલા માનવીઓ એના તરફ ખેંચાયા ને એ ખેંચાનારામાં ઈમામ મહેંદી પણ હતો. ઈમામે આ રૂપનો નજરાણો પોતાના માલીક પાસે ધર્યો. ને ત્યારથી મદનનાં માન અને અરમાન વધ્યાં.

રાજરાણી કે કોક બડભાગીની ગૃહિણી થવા જન્મેલી એ સ્ત્રી કોઈ કાળ ચોઘડીએ ગણીકા બની બેઠી. અને પછી તો એના જીવનનો પ્રવાહ અવળીગતીએ જ દોડવા માંડયો.

શેરખાન બાબીની માનીતી બની ચૂકેલી મદને એક દિવસ શેરખાન પાસે પ્રસ્તાવ મૂકયો.

'સરકાર ! આ બાંદીની એક અરજ છે.'

અરે મદન...તું અને તેય વળી બાંદી !! તું તો બેગમ બનવા સરજાઈ છે બેગમ. વડોદરાની નવાબી મારે આંગણે આવે એટલી જ વાર છે... તારે અરજ કરવાની હોય નહીં. ગુલામને તારો તો હુકમ હોય. રૂપના કેફમાં પરવશ બનેલા શેરખાને મુજરો કરવાનો અભિનય કરતા કહી નાખ્યું.

માલીકની કદારદાનીથી હું અજાણ નથી. એ પદ તો જ્યારે મળે ત્યારે ખરું પણ...

'કેમ...અટકી કેમ ? બોલી નાખ.'

'આ ઝુંપડીમાં માલીકનો સત્કાર કરતાં મને સંક્રોચ થાય છે.

અહો...મદન એક સુંદર ઘર ઈચ્છે છે એમ જ ને ! મંજુર લાખવાર મંજુર...તને ગમે તે સ્થળ પસંદ કર અને ત્યાં તારે માટે સુંદર હવેલી તૈયાર કરાવી દઈશ. બસ...

'નહીં સરકાર એમ નહીં...હું કહું તેવી એની રચના થવી જોઈએ.'

'બોલી નાંખ...બોલી નાંખ તારે જોઈશે તે મળશે.'

મારા મકાનના આંગણામાં એક સુંદર તળાવ થવું જોઈએ... અને એ તળાવના કિનારે એક સુંદર મહાદેવનું મંદિર...

'મહાદેવનું મંદિર !! શેરખાન બાબી ગાદી ઉપરથી અડધો ઉભો થઈ ગયો.'

'આપને આશ્ચર્ય થાય છે મારા માલીક ?'

અરે મદન ! તારે ને મહાદેવને વળી શું લાગે વળગે ?

'સરકાર બેઅદબી માફ કરે પણ આ બાંદી જન્મી હિંદુ સમાજમાં એટલે એના લોહીના ગુણ થોડા જાય છે. અને બીજી



એક વાત અમારા ભગવાન શંકર એટલે આરાધ્યદેવ, નર્તકી માત્રનો આરાધ્યદેવ નટરાજ...શંકરનું જ એક સ્વરૂપ એમના સાનીધ્યમાં હું રોજ નવા નવા નૃત્યોની તાલીમ લઈશ... મારા માલીક માટે નવાં જ નૃત્યો રજુ થતાં રહેશે.'

શેરખાન બાબીને આ સ્ત્રીની વાત કાંઈ ન સમજાઈ... અરે ભલા ! આ નાચનારીને વળી મંદિર શાં ને મસ્જીદ કેવી ? હોય ભાઈ હોય... એ વળી નવા વેશ નહીં કાઢે એટલા ઓછા એમાં આપણા બાપનું શું જાય છે ? મદન મંદિર આગળ નાચે કે ઘરમાં નાચે !!

અચ્છા મદન ! તારી માગણી મંજુર બસ હવે ખુશ ?

અને આમ મદનની હવેલી માટે નક્કી થયું...મદને પોતાને રહેવા માટે સ્થળની પસંદગી ઉતારી આજના મદન ઝાંપાની ધરતી ઉપર.

જોત જોતામાં એ ધરતી ઉપર એક આલીશાન મકાન પણ બંધાઈ ગયું. મકાનને અડીને એક વિશાળ તળાવની પણ રચના થઈ ગઈ અને મદનની માંગણી પ્રમાણે તળાવની પાળ આગળ દેવ મંદિર પણ ઉભુ થઈ ગયું.

મદન એ નવા નિવાસમાં રહેવા પણ ચાલી ગઈ. મદનના પગે રણઝણતી ઘુઘરીઓનો પડઘો પેલા સરોવરના પાણીએ રોજ પાડવા માંડયો ને સંધ્યાટાણે મંદિરની ઝાલરોએ એમાં સુર પુરાવવા માંડયા.

શેરખાન બાબીની માનીતી મદનને બેગમ બનવાના રંગીન સ્વપ્ના લાધ્યા.

વડોદરાના લોકો હવે એ વિસ્તારને મદનઝાંપા તરીકે ઓળ-

ખવા લાગ્યા અને તળાવને પણ આપો આપ મદનનું નામ લાગી ગયું..ભાઈ ! આ કયું તળાવ ? એમ કોક અજાણ્યાના સવાલનો જવાબ મળવા લાગ્યો આ તો ભાઈ 'મદનનું તળાવ' મદન તળાવ.

મદન હવે જાહેર નર્તકી મટીને શેરખાન બાબીની પ્રિયતમા બની ચુકી હતી. 'સૈયા ભયો કોટવાળ અબ ડર કાહે કા' આ પંક્તિઓ કદાચ મદન એના નૃત્યના ઠેકા સાથે ઉપાડતી હશે. બાકી વાસ્તવમાં તો એને હવે કોઇનો પણ ડર રહ્યો નહોતો અરે કહોને કે ખુદ શેરખાનને પણ એનો મીજાજ જાળવવો પડતો હતો.

શેરખાનને વડોદરાની નવાબી હાથવેંતમાં લાગતી હતી. મદનને બેગમપદનું સ્વર્ગ હવે એ વ્હેંતજ દૂર દેખાતું હતું ત્યાં તો...એક દિવસ ન બનવાનું બની ગયું.

માલિકને રોજ નવાં શિકાર શોધી આપતા ઈમામ મહેંદીના હાથમાં એક છોકરી આવી ચઢી...અને નિયમ પ્રમાણે મહેંદીએ એ છોકરીને મદનની હવેલીએ પહોંચાડી દીધી.

વડોદરાની ધરતી ઉપર રાતનો અંધકાર ઉતરી પડયો. અને ત્યારે શેરખાન બાબી માટે સવાર પડયું હતું.

એજ તોરને એજ દમામથી શેરખાન બાબીએ મદનની હવેલીનો દરવાજો ખટ ખટાવ્યો. દ્વાર ખૂલ્યાં ને શેરખાન અંદર પ્રવેશ્યો.

'મદન ! ઈમામ આજે નવો શિકાર લાવ્યો છે ને ? બેઠક ખંડમાં પગ મૂકતાં જ શેરખાને સવાલ કર્યો.

સરકાર ! ઈમામ આપને માટે શિકાર નહીં પરંતુ કાળને નોતરી લાવ્યો છે.

'એટલે ?'

'ઈમામે ઉઠાવી આણેલી એ છોકરી કોણ છે તે આપ જાણો છો માલીક ?



'નહીં.'

'એ છે દલા પટેલની દીકરી.

'દલા...પટેલ...ની દીકરી ! !'

શેરખાનના કંઠમાંથી તીણી ચીસ નીકળી ગઈ.

પદમપુર–પાદરાનો સ્થાપક અને ગુજરાતના ઈતિહાસમાં એક ખૂણે પોતાનું આગવું નામ મૂકી જનાર દલો પટેલ...દલા વાઘજી પટેલ લોકોમાં 'ઉપર અલ્લા ને નીચે દલા'ની કહેતીથી લોક હૈયામાં કાયમનું સ્થાન પામી ચૂકેલો દલા પટેલ.

અમદાવાદનો સુબો વડોદરાના કારભાર માટે દલાને બે વાત પુછવા જેવી પુછીને જ આગળ ડગલું ભરે. ખૂદ શેરખાન બાબી એને પુછીને પાણી પીતા.

એવા દલા પટેલની દિકરીને ઉપાડી લાવીને ઈમામ મહેંદીએ પોતાના નવાબી ખ્વાબ ઉપર ભારે ફટકો માર્યો હતો.

ઈમામ...ઈમામ...તે મારું મોઢું કાળું કરી નાખ્યું...દલો પટેલ આ વાત જાણશે ત્યારે હું કે તું આ જગત પર હોઈ શું કે કેમ શંકા છે. શેરખાન ભયથી બબડી રહ્યો હતો. અને ભયથી ધ્રુજતા એ માનવીની મજાક કરતાં મદન બોલી...અહોહો... નામ ત્યારે તો શેરખાન અને એક ગામડાના પટેલની ધાકે મીયાની મીંદડી બની ગયા કે શું સરકાર ?

અરે શેરને બિલ્લી...મૂકને વાત, મદન તું એ દલાને ઓળખતી નથી... જે કામ ઉપરવાળો અલ્લા ન કરી શકે એ કામ દલો સ્હેજમાં કરી મૂકે. એની તાકાતનો તને ખ્યાલ નથી.

મદનને તો વર મરો કે કન્યા મરો... એને તો કોઈનીય પડી ન હોતી. આવા તો નવાબી ખ્વાબો ધરાવતા કંઈક આવ્યા ને

કંઈક ગયા... અને આ શેરખાન પણ અહીંથી ટળે તો એમાં મદનના કેટલા ટકા ?

મદનને દલાની દિકરી ગમી ગઈ હતી. પોતાનો ભૂતકાળ એણે કાળજામાં સંઘરી રાખ્યો હતો ધરતી પરના લોલુપ માનવી પ્રત્યે એને નફરત આવી ગઈ હતી. શેરખાન જાય તો ઘડીભર માટે લાધેલું એગમ બનવાનું સ્વપ્ન માત્ર સ્વપ્ન જ રહે એ વાત સાચી એના કરતાં પોતાનો ધરમ ને પોતાનો ધંધો શું ખોટો ? હવે કાઢ્યાં એટલાં થોડાં કાઢવાનાં છે ?

ગમે તે થયું હોય પરંતુ લોક કથા તો કહી જાય છે કે સાપે છછુંદર ગળ્યા જેવી સ્થિતિ થતાં શેરખાન ભાન ભુલ્યો અને દલાની દિકરીને તાબે કરવા જતાં એ છોકરીએ મદનની હવેલીમાંથી મદન તળાવમાં પડતું મૂક્યું ને જાતને હોમી દીધી મદને એને બચાવવા ઘણા પ્રયત્ન કર્યા પણ એમાં સફળતા ન મળી.

(આ પ્રસંગના પરિણામરૂપ દલા પટેલે પીલાજીરાવ ગાયકવાડની મદદ મેળવીને શેરખાનને વડોદરાથી ભગાડયો ને વડોદરામાં ગાયકવાડી સત્તાનો પ્રારંભ થયો.)

મદનનું મન પોતાના ધંધા ઉપરથી ઉઠી ગયું એને વૈરાગ્ય આવી ગયો. પાછલી જીંદગી એણે પેલા મંદિરના આંગણામાં પ્રાર્થના કરવામાં જ ગાળી.

આજે તો એ મદન નથી રહી, કાળ કાળનું કામ કરેજ જાય છે. મદન નામધારી દેહ પંચત્વને પામી ગયો હશે.

હા...એના નામની યાદ મૂકી જતો એ વિસ્તાર તે મદનઝાંપા વિસ્તાર. પેલું ગોઝારુ મદન તળાવ મદનની યાદમાં ઝુરી ઝુરીને સુકાઈ ચૂક્યું અને આજે તો એ મેદાનમાં પણ પલટાઇ ચૂક્યું છે.



મદને પોતાની મિલ્કતમાંથી ગરીબોને સદાવ્રત મળે તેની ગોઠવણ કરી હતી. જે ગઈ સદી સુધી ચાલુ હતી.

મદન ગઈ પણ...મદનઝાંપોને મદન તળાવના નામ લોક હૈયે આજે પણ જડાઈ જ રહ્યાં છે ને ?

અને મદનના આરાધ્ય દેવનું પેલું શીવ મંદિર...હા...એ હજુ પણ મદનની હવેલીના સ્થળ નજીક ઉભું છે.

એ વિસ્તારમાંથી પસાર થતા વડોદરાવાસીને આ બધા સ્થળોના ગૌરવ ભર્યા ભુતકાળની વાતો જાણવાનું કુતુહલ પણ આથમી ગયું છે. ધરતી વારા ફેરા લે છે તેમ, માનવીનાં મન પણ ફરતાં જ હશે ને ?

# ૧૧ "સુરેશ્વર દેસાઈ"

વડોદરામાં ગાયકવાડી અમલને સ્થિર કરવા પાયાના પથ્થર બની જનાર બે વ્યક્તિઓ એક પાદરાનો દલો પટેલ દલા–વાઘજી પટેલ. અને બીજા તે સુરેશ્વર દેસાઈ.

દલા વાઘજી પટેલ મૂળ આશાપુરી પીપળાવનો અને નસીબ અજમાવવા નિકળેલો એ માનવી પાદરા–પુરાણા પદ્મપુરમાં આવીને સ્થિર થયો અને ઈતિહાસને પાને પોતાની આગવી વાતો મૂકીને અમર થઈ ગયો.

વડોદરામાં એનું એક માત્ર સંભારણું તે આપણી દલા પટેલની પોળ. એ પોળમાં આજે રહી નથી દલાની હવેલી કે એની કચેરીનો કોઈ ભાગનો અવશેષ. વડોદરાની પ્રજા–અરે! ગુજરાત પણ આજે તો દલાને ભુલી ગયું છે. ગાયકવાડી અમલના રાજ દફતરમાં પણ કયાંય એની આગવી નોંધ લેવાઈ નથી. હા…એનો કયાંક કયાંક ઉલ્લેખ મળી આવે છે.

આવી જ વાત બની છે આપણા સુરેશ્વર દેસાઈની. આ બ્રાહ્મણ કુટુમ્બ ઉત્તરમાંથી આવીને પ્રથમ અમદાવાદમાં સ્થિર થયું અને તેય સુરેશ્વર દેસાઈના દાદા રામેશ્વરના સમયમાં અને ત્યારે તો એ કુટુમ્બ અવટંકે ઓળખાતું હતું પંડયાના નામે. રામેશ્વર પંડયાથી આ વંશવેલો આગળ વિસ્તર્યો. આ રામેશ્વર પંડયાના પુત્રો તે દ્યાભાઈ પંડયા અને વિરેશ્વર પંડયા.



દ્યાભાઈ પંડયા અને વિરેશ્વર પંડયા પાછળથી આવ્યા વડોદરામાં અને એમણે વડોદરાના દેસાઈ રાજા કિરપારાયની નોકરી સ્વીકારી. અને સાથે પાટણના એક બાબી ફોજદારની પત્ની કે જે તે વેળા વડોદરામાં રહેતી હતી. એ લાડ બીબોની જાગીરનો કારભાર પણ આ બન્ને ભાઈઓ જ સંભાળતા હોવાની હકીકત મળી આવે છે.

આમ તો રામેશ્વર કલ્યાણજી પંડયાને પાંચ પુત્રો હતા. વિરેશ્વર દાજીભાઈ, દ્યાભાઈ ભાઈઆભાઈ અને દેવેશ્વર.

એમાંથી વિરેશ્વરના પુત્ર વિશ્વેશ્વર અને દ્યાભાઈ પંડયાના પુત્ર સુરેશ્વરતું નામ આપણને મળી રહે છે.

આ આખાયે કુટુમ્બમાંથી વડોદરા વાસીઓને સૌથી વધુ જાણીતું નામ છે સુરેશ્વર દેસાઈનું.

કાકા વિરેશ્વર પંડયા વડોદરાના દેસાઈ રાજા કીરપારામના નાયબ પદે હતા. એટલે કહોને કે વડોદરાનો સમગ્ર મુલકી કારોબાર વિરેશ્વર પંડયા સંભાળતા હતા.

સુરસાગર તળાવનો આપણને જે મૂળ દસ્તાવેજ મળી આવ્યો છે એમાં સૌ પ્રથમ સહી છે. દેસાઈ રાજા કીરપારામના નાયબ પંડયા વિરેશ્વરની અને ત્યારે સુરસાગરનું કોઈ અસ્તિત્વ નહોતું ત્યાં હતો માત્ર ચંદન તળાવનો સામાન્ય ખાડો. ચોમાસાના દિવસોમાં એ ખાડો ભરાઈ જતો અને ઉનાળો થતા થતાં તો સુકાઈને મેદાન બની જતો. રહી જતો માત્ર તળાવનો આકાર એની ચારે કિનારની પાળો ઉપર કબ્રસ્તાનો હતાં.

રાજા કીરપારામ કાળે કરીને કાળને આધીન બની ગયા અને

પાછળ વડોદરાની દેસાઈગીરી આવી રાજા કીરપારામના પુત્ર કુંવર મંછારામના હાથમાં.

કુંવર મંછારામને વડોદરાની દેસાઈગીરીમાં ઝાઝો રસ નહોતો. કદાચ એમ પણ હોઈ શકે કે કુંવર મંછારામમાં વડોદરાની દેસાઈગીરી સંભાળવા જેટલી પહોંચ નહીં હોય. ગમે તેમ હોય પરંતુ કુંવર મંછારામ વડોદરાની દેસાઈગીરી કોઈને વેચી દેવા તૈયાર થયા અને ત્યારે વિરેશ્વર પંડયાને લાગ્યું કે દોમ દોમ સાહ્યબી આપતી દેસાઈગીરી અન્ય કોઈકને હાથે તો કેમ જવા દેવાય?

કાકા વિરેશ્વરે હિરાની પરખ કરી લીધી હતી. એને પોતાના પુત્ર કરતાં પણ ભત્રીજા સુરેશ્વરમાં શક્તિશાળી માનવીના દર્શન થયાં હતાં.

કુંવર મંછારામને એમણે વિનંતી કરી દેસાઈજી! તમારે વડોદરાની દેસાઈગીરી આપી જ દેવી છે ને?

પંડયા! વડોદરામાં હવે મારો જીવ રહ્યો નથી બની શકે તો અહીંનું છોડી દઈને હું તો શાહજહાંબાદ જઈને ત્યાંની જાગીર સંભળવા માગું છું. વડોદરા મને પરાયું લાગે છે. કુંવર મંછારામના મોઢા પર ભારે ઉદાસી દેખાઈ આવતી હતી. એને ગમે તે ભોગે વડોદરા છોડવું હતું.

"તો પછી મારી એક વિનંતી માન્ય રાખશો?" પંડયા વિરેશ્વરે વાત મૂકી.

'બોલો બોલો...શું વાત છે? તમે તો મારી દેસાઈગીરીના આધાર સ્થંભ છો...અને વળી મારા તો વડીલ પણ છો તમારે વિનતી કરવાની હોય જ નહીં'.

"તો વડોદરાની દેસાઈગીરીનો પટ્ટો આપણા સુરેશ્વરના નામે થાય એમ હું ઇચ્છું છું." થયું વાત નક્કી થઈ ગઈ. વડોદરાની



દેસાઈગીરી રૂપિયા ચાલીસ હજારમાં વેચાઈ અને સુરેશ્વર પંડયાના નામે દેસાઈગીરીનો લેખ ચઢી ગયો. સુરેશ્વર પંડયા, વડોદરાના સુરેશ્વર દેસાઈ બન્યા.

રાજા કિરપારામની હવેલીનો હવાલો પણ સુરેશ્વર દેસાઈને મળ્યો.

અત્યારે વડોદરામાં ઘડીઆળી પોળની અંદર ઘંટીઆડાનો વિસ્તાર આવેલો છે. એ ઘંટીઆડામાં વળી એક ખાંચો છે. તે છે સુરેશ્વર દેસાઈનો ખાંચો.

એ આખોયે ભાગ એક કાળે વડોદરાના દેસાઈના હવાલામાં હતો અને એમાં હતી રાજા કિરપારામની હવેલી કે જે પાછળથી સુરેશ્વર દેસાઈના કબજામાં આવી.

કાળ વહેતો ગયો તેમ તેમ એ મૂળ હવેલીના રૂપ રંગમાં ઘણાં ઘણાં ફેરફારો થયા હશે. બાકી એક રીતે જોતાં તો એ હવેલીનો ભાગ પાંચસો છસો વર્ષનો પુરાણો છે.

પાછળથી સુરેશ્વર દેસાઈએ વડોદરાની ભાગોળમાં આવેલા ચંદન તળાવ અને એની ફરતો વિસ્તાર ખરીદી લઈને ત્યાં એક સુંદર તળાવ બંધાવ્યું. અને એ તળાવ તે જ આપણું સુરસાગર સુરેશ્વર દેસાઈના નામને અમર કરતું સુરસાગર.

આપણા સુરેશ્વર દેસાઈએ વડોદરાના ઈતિહાસમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. એ હકીકતનો ઈન્કાર કોઈથી થઈ શકે તેમ નથી. કાળવહી જાય છે. અને કાળના ગર્ભમાં ઘણી ઘણી વાતો ભુલાઈ જાય છે. એ જ પ્રમાણે માનવીઓ ઈતિહાસના ફલક ઉપર આવીને ખડા થાય છે. પોતાના કામોથી ઈતિહાસને ચોપડે પોતાનો એકડો નોંધાવી જાય છે. પ્રજા આમપ્રજા પેલા માનવીને ભુલતી જાય છે. પણ એણે મુકેલાં સંભારણાંને યાદ કર્યા વિના ક્યાંથી ચાલે? સુરસાગર છે ત્યાં સુધી જવામર્દ સુરેશ્વર દેસાઈ અમર છે. બાકી તો

એના નામની યાદ આપતો સુરેશ્વર દેસાઈનો ખાંચો અને એ ખાંચાના નાકે સુધરાઈએ મૂકેલું નામ જોઈને અજાણ્યા માનવીને એ ખાંચા સાથે જોડાએલા નામનો ઈતિહાસ જાણવાનું કુતુહલ કયારેક થાય.

એ સુરેશ્વર દેસાઈના ખાંચામાં પ્રવેશતાં પહેલાં આપણે ઘંટી-આડામાં પ્રવેશવું જ પડે. અને વળી એક સવાલ થાય આ તે વળી કેવું નામ? આ વિસ્તારનું નામ ઘંટીઆડો કેવી રીતે પડયું હશે!

સવાલ સાવ સ્વાભાવિક જ છે. પરંતુ એ નામ પડવા પાછળ પણ થોડોક ઈતિહાસ છે.

રાજા કિરપારામ અને પાછળથી સુરેશ્વર દેસાઈની હવેલીની ચારેકોર જે વિસ્તારમાં આવેલી છે એ હવેલીની ચારેકોર ગરીબ વસ્તીનો વસવાટ હતો. ખાસ કરીને દેસાઈની હવેલીના આશ્રિતો આ વિસ્તારમાં રહેતાં. પુરૂષ વર્ગ વડોદરાના દેસાઈની નોકરીમાંથી આજીવિકા મેળવતો જ્યારે એ નોકર ચાકરનો ઘરનો સ્ત્રી વર્ગ લોકોનાં દરણાં ખાંયણાં કરીને વધારાની આવક ઉભી કરતો હતો.

એ કાળ એવો હતો કે જ્યારે યાંત્રિક યુગની કોઈને કલ્પના પણ નહોતી. અનાજ દળવા અને ખાંડવા માટે કાંડાના બળ ઉપર જ આધાર રાખવો પડતો.

પરિણામે દળવા ખાંડવાનો એક વર્ગ ઉભો થયો હતો.

અત્યારના ઘંટીઆડાના વિસ્તારમાં ત્યારે ગરીબ વસ્તીને ઘેરઘેરે ઘટીઓ હતી. ધનિક વર્ગ પોતાના દરણાં આ ઘંટીઓ ઉપર મોકલતાં પરિણામે એ આખોએ વિસ્તાર ઘંટીવાડા તરીકે ઓળખાવા લાગ્યો.

એ ઘંટીવાડો ધીરેધીરે લોકજીભે બન્યો ઘંટીઆડો...ઘંટીયાડા.





આજે તો હવે લોટ દળવાના સંચા ઠેરઠેર થઈ ગયા છે. એટલે આ વાતની કોઈને કલ્પના પણ આવે તેમ નથી. એક વેળા ઘંટીવાડાના વિસ્તારમાં વહેલી સવારે ઘેરઘેરથી ઘંટીના સૂર સાથે પ્રભાતિયાં સંભળાતા હશે અને પરિશ્રમથી એ વિસ્તારની વસ્તી પોતાનો રોટલો મેળવતી હશે.

સમય બદલાઈ ગયો. કાળે કરવટ બદલી અને ઘંટીઆડામાં રહેતી ગરીબ વસ્તી ધીરેધીરે બીજે ખસતી ગઇ. આજે તો એ વિસ્તારમાં નાગરો અને અન્ય વેપારી વર્ગના વિશાળ મકાનો આવી ગયાં છે. પેલાં ઘંટીના સુરો આથમી ગયાં છે.

પરંતુ એ વસ્તીની જુની પુરાણી યાદ વિસ્તાર સાથે જડાઈ ગઈ છે. ઘંટીવાળીઓ આજે નથી પરંતુ એમના કામની યાદ ઘંટી-યાડા સંઘરીને બેઠું છે.

કાળની બલિહારીનો પાર કોણ પામી શકયું છે તે આપણે પામીયે...!!



# ૧૨ "ચિત્રણીયાનો કસબ"

મૂળ વડોદરાના ચાર દરવાજાની વચ્ચે એક પરું છે અને એ પરું તે સુલાતન પરુ—આજનું સુલતાનપુરા. વડોદરાના નાગરવાડા વિસ્તારમાં એક પણ નાગરનું ઘર નથી તેમ આ સુલતાનપુરામાં એક પણ સુલતાન નથી કે કોઇ સુલતાન થઈ ગયો નથી. છે ને નામોની પણ બલીહારી!!

આ સુલતાનપુરામાં લાલાભાઈ વ. નાગરનો ખાંચો ને એ ખાંચાની પાડોશમાં આવી છે ચીતનીયા શેરી. લાલાભાઈ વ. નાગરનો ખાંચો આજે તો લાલાભાઈના ખાંચા તરીકે ઓળખાય છે.

પરંતુ પેલી ચીતનીયા શેરી? આ શેરીનું નામ તમને જરાક અજાણ્યું ને વિચિત્ર નથી લાગતું? ચીતનીયા શું? એનોવળી શું અર્થ થતો હશે?

સામાન્ય રીતે કોઈ પણ સ્થળ કે કોઈ પણ ગામના કે પછી માણસના નામ પાછળ અર્થ રહેલો જ હોય છે. એમાં કેટલાંક વિચીત્ર અને શોધ્યો અર્થ પણ ન જડે એવાં નામો જ્યારે કાને અથડાય છે ત્યારે આશ્ચર્ય થયા વિના નથી રહેતું.

ચીતનીયા શેરીના નામ પાછળ પણ વાત રહેલી છે મર્મ રહેલો છે. અર્થ રહેલો છે.

વર્ષો જુની વાત છે અને એ વાત એવા કાળની છે કે જ્યારે



ગ્રામ પરગામ જવા માટે આજના જેવાં ઝડપી સાધનો ન હોતાં—સગવડો ન હોતી.

વડોદરામાં જ્યારે મુસ્લીમ સત્તાનો દોરદમામ હતો એ કાળમાં આ સુલતાન પરું વસેલું અને એ પરામાં નાગર મુત્સદ્દીઓનો પણ વસવાટ થયેલો. કલમ—કડછી કે બરછી આ ત્રણમાંથી એક શક્તિ તો નાગરના દિકરાને જન્મ જાત વરેલી જ હોય, બરછી અને કડછી તો હવે કોણ વાપરે? પણ કલમની તાકાત હજુ એમનામાં રહી છે.

લાલભાઈનો ખાંચો જેમના નામ સાથે જોડાયો છે. એ લાલાભાઈ નાગર ત્યારે એ ખાંચામાં રહેતા.

હવે બન્યું એમ કે લાલાભાઈ કાશીની યાત્રાએ પોતાનો સમોવડીયો સંઘ લઈને ગયા.

એ યુગમાં કાશી જવું. એ કાંઈ સ્હેલ વાત ન હોતી ગણાતી. એકલ દોકલ માનવીનું કાશીની યાત્રા કરવાનું ગજુ પણ નહીં ને હિંમત પણ નહીં.

લાલાભાઈ આમ તો પૈસે ટકે પહોંચતા એટલે સંઘ કાઢીને કાશીની યાત્રાએ ગયા પણ ખરા અને લાંબી મુદ્દતે એ સંઘ પાછો વડોદરા પણ આવી ગયો.

એ વેળા અને આજે પણ આપણે ત્યાં એક રીવાજ છે. બધી કોમમાં છે કે નહીં એની તો ખબર નથી પરંતુ કેટલાકમાં એવો રીવાજ છે કે(યાત્રા કરીને આવ્યા પછી કયાં તો નાતમાં કે સગા—વહાલામાં લ્હાણું એટલે કે વાસણનું લ્હાણું કરે લાલાભાઈનાં પત્નીની ઇચ્છા કે ન્યાત સમસ્તને આપણે કાશીની ઉત્તમ કલાકારીગીરીવાળા લોટાનું જ લ્હાણું કરીયે.)

આમ તો યાત્રાએથી આવતાં કાશીની યાદગીરીરૂપે એવાં વાસણો સાથે લઈ આવેલા પરંતુ આખી ન્યાતને પહોંચે એટલા લોટા લાવવા ક્યાંથી ?

આજના જેવી સગવડ હોય તો માણસ ચાર દહાડામાં જોઈતી વસ્તુ ભેગી કરે પણ ત્યારે તો જ્યાં જતાં જ મહીનો માસ નિકળી જાય એવા કાળમાં શું થઈ શકે ? સવાલ વિચારવા જેવો હતો. અને મુંઝવણમાં મૂકે તેવો પણ હતો. પાસેના સાધનની ગણત્રી કરતા પહેલા વાત વહેતી પણ થઇ ગયેલી–લાલાભાઈ તો બધાને કાશીના લોટા ભેટ કરવાના છે.

સુલતાનપુરામાં જેમ નાગર વસ્તી છે તેમ અન્ય વસ્તીના પ્રમાણમાં સોની મહાજનની પણ વસ્તી છે. અત્યારે અને પહેલાં પણ અત્યારની ચિતનીયા શેરીમાં મોટા ભાગના ઘરો ત્યારે સોની મહાજનોનાં પાછલાં દસ્તાવેજો જો જોવામાં આવે તો લગભગ બધાં જ ઘરો ત્યારે સોની કોમનાં હતાં. માત્ર સોનું રૂપું નહીં પરંતુ ઝર–ઝવેરાતના જડતરમાં પણ પંકાતા એ કારીગરો.)

એ કારીગરોમાં રઘનાથ સોની સૌને માથે આપણે ત્યાં "રઘા સોનીનો કાંટો" એવી ઉકતી હોંશીયાર માણસ માટે વપરાય છે. તે કદાચ આવા જ કોઈ રઘનાથ સોનીના નામને સાર્થક કરતી હશે.

રઘનાથ સોનીને અને લાલભાઈને ઘરવટ સંબંધ એટલે એને કાને આ વાત આવી.

કારીગર માણસ એટલે એણે ઝટ દઈને ઉકેલ આણ્યો.

અરે લાલભાઈ ! એમાં વળી મુંઝાવાનું શું છે ? તમ તમારે નિરાંતે ન્યાતમાં ને સગા–સંબંધમાં જાહેર કરો કે કાશીના લોટાનું લ્હાણું થશે.



રઘા ! આ કોઈ સ્હેલ વાત નથી. સોનાના દાગીનાનું લ્હાણું કરવાનું હોય તો આપણે ત્યાં ચોકસીઓને સોનીઓની ખોટ નથી. એક રાતમાં દાગીના ઘડાવીને તૈયાર કરાવું પણ આતો છેક ઉત્તરને ઝાંપે કાશી પડયું છે. ત્યાંથી લોટા આવે કયારે ને એનું લ્હાણું થાય કયારે ? લાલભાઈએ મુશ્કેલી સમજાવતાં કહ્યું.

અરે ભલા માણસ અમે વડોદરાના કારીગરો કાંઈ મુવા પડયા નથી. તમે કાશીના નમૂનાના લોટા અમને આપો અને આપણા કંસારાને ત્યાંથી એજ માપનાને તોલના સાદા લોટા અને લાવી આપો પછી જોઈ લ્યો અમારી કારીગરી. કાશીનોને અહીંનો લોટો સાથે મુકું અને તમે જો ખરો ખોટો ઓળખી આપો તો મારે ઓજારો ફરી હાથમાં ન ઝાલવાં પછી છે કાંઈ ?

વાતની વાતમાં નમુનાના લોટા હાજર થયા. રાતનો દહાડો બેસીને રઘનાથ અને એના સાથીદારો સાદા લોટા ઉપર ચિત્રણ ટાંકતા જાય ને લોટા તૈયાર થતા જાય.

જોનારા ને સાંભળનારા દાંતમાં આંગળી ઘાલી ગયા.

ભાઈ કહેવું પડે હોં...કાશીના લોટામાં ને રઘાએ તૈયાર કરેલા લોટામાં મીન–મેખનો ફેર નહીં.

પછી તો લાલભાઈએ લ્હાણું કર્યું પણ ખરું ને વખત વિત્યો પણ ખરો. એ શેરીના સોની મહાજનો માટે એક નવો ધંધો જ ઊભો થઈ ગયો. તાંબા પિત્તળ ઉપર આવા ચિત્રણ આંકનારો વર્ગ ચિત્રણીયા તરીકે ઓળખાયો. અને એ મહાજનો પણ પોતાને ચિત્રણીયા સોની કહેડાવવામાં ગૌરવ લેવા માંડયા.

પાછળથી એ આખી શેરી ચિત્રણીયા સોનીની શેરી તરીકે જાણીતી બની. એમાંથી ધીરે ધીરે ચિત્રણીયા શેરી અને પાછળથી એનું સ્વરૂપ બદલાઈને થઈ ગઈ આજની ચિતનીય શેરી.

કેમ હવે તમને ચિતનીયાનો અર્થ સમજાય છે ને ? ભાઈ તો એવું છે. ઉકેલ્યો કોયડો કોડીનો રખે માની લેતા કે આ કલ્પીત કથા છે. ચીતનીયા શેરીના મકાનો અંગે મળતા પુરાણ દસ્તાવેજોમાં ઘર કે સ્થળની જે ચતુઃ સીમા બતાવાઇ છે. તેમાં ઉલ્લેખ મળી આવે છે કે સ્થળની પૂર્વ ચિત્રણીયા સોની ફલાણ ફલાણાનું ઘર...

સામાન્ય રીતે આપણે ત્યાં મારૂ સોની, જનોઈયા સોની વિશે સોની મહાજનોની પરખ કરાવાય છે. પરંતુ આ શેરી સિવાય અ ત સ્થળ કે ગામની વિગત તપાસજો તમને કયાંય પણ ચિત્રણી સોનાં' એવો શબ્દ નહીં મળે.

આજે તો હવે ભાગ્યે જ એ અટકથી ઓળખાતાં એક બે કુટુમ્બો રહ્યાં હશે. સાંભળ્યું છે કે એક કલાકાર શિક્ષકભાઈ હજુ એ અટક ધરાવે છે.

આજની એ ચિતનીયા શેરીમાં હવે તો ભાગ્યે જ બે ચાર ઘ સોની ભાઈઓનાં હશે.

સોના–ચાંદી અને ત્રાંબા–પિત્તળનાં વાસણો પર કોતરણી ચિત્રામણ ઉપજાવનાર એ કલાકારો તો હવે વડોદરામાં નામશે થઈ ગયા છે, રહી ગઈ છે એમના નામની ને એમની કલાની ય આપતી ચિત્રણીયા શેરી ચિતનીયા શેરી.

(જડતરનું કારીગરી માગી લેતું કામ કરનારા જેમ જડી તરીકે ઓળખાય છે. કસોટીએ ચઢાવી, સોના ચાંદીનો કસ કા ચોકસાઈ કરનારો વર્ગ જેમ ચોકસી કહેવાયો. તેવી રીતે આ કલ કારો એક રીતે ચિત્રણીયા કહેવાતા.)

ચિતનીયા શેરી જેવું જ એક શેરીનું નામ છે. 'ચકનીયા શે આ નામ પણ આપણને આશ્ચર્યમાં મૂકે તેવું જ છે.



જાણવા મળ્યા પ્રમાણે આ ચકનીયા શેરીમાં પહેલાં ગરીબ–મજુરીયાત વર્ગ રહે તો હતો. અને એમનો ધંધો હતો વડોદરામાં કુવા ગાળવાનો કે કુવામાં પડેલી વસ્તુઓ કાઢી આપવાનો જરાક ઊંડા ઉતરીને એ નામનો વિચાર કરીશું. તો જણાશે કે આપણા વપરાશમાં એક 'ચકન્દો' શબ્દ છે. અને તે ચાલક, નજરબાજ એવા અર્થમાં આપણે વાપરીયે છીએ.

બનવા જોગ છે કે ઊંડા કુવા–હવાડને અંધારા કુવા સાથે રાત દિવસ કામ કરતા આ વર્ગ માટે શરૂઆતમાં આ શબ્દ વપરાતો હોય અને એ ચકન્દામાંથી ચકનીયા બન્યું પણ હોય.

આજે તો શહેરમાં નળ આવતાં કુવા કયાં તો પુરાઈ ચૂકયા હશે કે વપરાતા પણ નહીં હોય પરિણામે એ ચકન્દા માનવીઓનો ધંધો જ મરી પરવાર્યો છે.

એ ચકન્દાઓની શેરી પાછળથી ચકનીયા શેરી બની ગઈ. લોકો એ વર્ગને પણ ભુલી ગયા છે. હા...કોક વાર સવારે કે ભર બપોરે હજુ પણ કયાંકથી બુમ સંભળાય છે ખરી...એ કુવા ગળાવવા હોય તો...કુવામાંથી ડોલ ઘડા કઢાવવા હોય તો...

કામ ગયું સાથે નામ પણ ગયું... આજે 'સ્ટીલ'ના જમાનામાં પેલા કાશીના લોટાને કોણ સંભારે ?

કુવા જતાં એ કુવાના ગાળનાર પેલા મરજીવાઓને પણ કોણ યાદ કરે ?

બધું એ ભુતકાળમાં હડસેલાઈ રહ્યું છે. આવતી કાલનાં માનવીઓ કદાચ કંઈક નવાં નામો આપશે અને ત્યારે...

એ તો એમજ ચાલે જુનું જાય નવું આવે...નવું વળી પાછું જુનું થાય. કાળના ચક્રમાં એ તો બધું ફરતું જ રહેવાનું.

# ૧૩

## શેઠ હરિભક્તિ

એ એક એવો કાળ હતો કે જ્યારે મોગલાઈનું તખ્ત ડગમગી ઊઠયું હતું. ઇતિહાસ ઝડપથી કરવટ બદલી રહ્યો હતો. તવારિખના પાનાં ઝડપથી આલેખાઈ રહ્યાં હતાં.

બાબરે સ્થાપેલી ને અકબરે વિસ્તારેલી મોગલાઈનો સૂર્ય અસ્તાચળે ડૂબી રહ્યો હતો. સવાર પડે ને દિલ્હીની પ્રજા નવા બાદશાહની દુહાઈ સાંભળી રહી હતી.

એ એવો કાળ હતો કે મોગલાઈનાં ઊંડા મૂળને પાતાળમાંથી ખોદી નાખી નામશેષ કરવામાં અગત્યનો ભાગ ભજવનાર હિંદુપત પાદશાહીના પાયા પણ ડગમગી ઉઠયા હતા.

માલિકને એક ખૂણે હડસેલી મુકી રાજ્યની રણી ધણી થઇ બેઠેલી પેશ્વાઇના પણ એ આખરી દિવસો હતા.

અને ત્યારે પુનાની પેશ્વાઈ ગાદી ઉપર બાજીરાવ બીજાની આણ વર્તાતી હતી. પડતી પેશ્વાઈને ટકાવા રાખવાની એ બાજીરાવમાં લાંબી પહોંચ નહોતી ઝાઝી હિંમત નહોતી.

મહારાષ્ટ્રની ધરતી ઉપર પેશ્વાઈનાં ઊંડા મૂળ રોપનાર બાજીરાવનો નામધારી આ બીજો બાજીરાય નામે એક હોવા છતાં એનાથી અવળો જ નિવડયો હિંદુપત પાદશાહીના ભગવા ઝંડાના લીરા પવનના ઝપાટામાં ઊડી રહ્યા હતા.



એ ભગવા ઝંડાની શાન ટકાવી રાખવા એક દુબળો પાતળો બ્રાહ્મણ ભગીરથ પ્રયત્ન આદરી રહ્યો. એ હતો નાનાફડનવીશ. ઇતિહાસને પાને સમય અને સંજોગોને અનુકૂળ ભગવાન કૌટિલ્યને પણ એ વાત નવી શીખવી દે એવી એની રાજનીતિ હતી એવી એની શાખ હતી.

પુના એટલે મરાઠી સામ્રાજ્યનું પાટનગર અને નાના ફડનવીશ એ પુનાનો–એ મરાઠી સત્તાનો આધાર સ્થંભ. તવારિખને પાને એમાંથી એક કહેવત નોંધાઈ છે.

"જબ તક નાના તબ તક પુના"

એવા એ નાના ફડનવીશના જીવતાં મરાઠી સત્તામાં ફાચર મારવાનું ખુદ કંપની સરકારનું પણ ગજું નહોતું–હિંમત નહોતી.

નાના ફડનવીશના નામની એ પરદેશીઓના દિલમાં એવી તો સજ્જડ ધાક હતી કે સત્તા ભૂખી કંપની સરકાર મરાઠી સત્તાના પાકેલા ફળને ગમે તેટલી ઇચ્છા હોવા છતાં હાથ લગાડી શકતી ન હોતી.

નાનાફડનવીશના આખરી દિવસો હતા. એક વહેલી સવારે મૂર્ખ બાજીરાવ ખટપટીઓની જાળમાં ફસાયો ને એમણે સુઝાડેલી અવળી બુદ્ધિથી દોરવાઈ નાનાફડનવીશને કેદ કર્યો.

નાનાથી ડરીને ચાલતા માનવીઓના મન પરથી નાનાની ધાકનો પરદો હઠી ગયો. નાનાફડનવીશ "અજેય" છે, એવી ભ્રમણા દૂર થઈ, ન થવાનું થઈ ગયું.

બાજીરાવને પોતાની ભૂલ પાછળથી સમજાઇ પણ ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હતું.

આ નાનાફડનવીશ પોતાની પાસે છસો જેટલા આરબ અંગરક્ષકોની એક ફોજ નિભાવતો હતો. એ આરબ ટુકડી પર નાના

ફડનવીશનો એટલો તો દાબ હતો કે નાનાની હાજરી માત્રથી એ ટુકડીનો એકએક માનવી ધ્રુજતો રહેતો.

પણ...બાજીરાવે કરેલી માત્ર એક જ ભૂલથી એ આરબ ટુકડીના મન ઉપર નાના પણ માત્ર સામાન્ય માનવી હોવાની છાપ ઘેરી બની.

તારીખ ૧૯મી માર્ચને ૧૮૦૦ની સાલના દિવસે મધ્ય રાત્રીએ મરાઠી સત્તાનો એ આખરી સુરજ સદાને માટે આથમી ગયો.

ઓગણીસમી માર્ચને ગુરુવારની મધરાતે નાનાફડનવીશ મૃત્યુ પામ્યો.

નાનાફડનવીશ પોતાના આખરી દિવસોમાં આર્થિક મુશ્કેલીઓથી ઘેરાએલો રહેતો હતો. એક તરફ ચારે બાજુંથી દુશ્મનોનો સામનો કરતાં મરાઠી સામ્રાજ્યને સલામત રાખવાનું બીજી તરફ આંતરીક દુશ્મનો સામે પણ સતત જાગતા રહેવાનું આ બધી મુશ્કેલીઓ ઓછી હોય તેમ બાજીરાવ પેશ્વાની વહેમી નજર નાનાના હૈયાને રાત-દિવસ કોરી રહી હતી.

નાનાફડનવીશને એ આખરી દિવસોમાં એટલી તો નાણાંભીડ રહેતી હતી કે પોતાના આરબ અંગ રક્ષકોનો પગાર પણ પોતે આપી શકતો નહોતો.

દુશ્મનોના હૈયાને સદાય કંપાવતો નાના મરણ પામ્યો ને ગઈકાલ સુધી નાના સાથે વફાદારીના કોલથી બંધાએલા પેલા પરદેશી આરબોને પોતાની વફાદારી પૂરી થયેલી લાગી.

ને ઈતિહાસને પાને કદી પણ ન નોંધાયું હોય એવું પગલું એ ભાડુતી સીપાઈઓએ ભર્યું.

શ્રીમંત બીજા બાજીરાવ પેશ્વા અને રાજ્યના મોટા મોટા અધિકારીઓ સરદારોની હાજરીમાં એ 'ભાડુતી સીપાઈઓએ' પોતાના





એક વેળાના માલિક નાનાફડનવીશના મૃત દેહનો કબજો લીધો. પોતાના બાકી પગાર અદા કર્યા પછી જ નાનાના મૃત દેહને સોંપવા એ માથાભારે આરબોએ હઠ પકડી.

માત્ર છસો જેટલા આરબોનો બાકી પગાર ચુકવવા માટે પેશ્વા બાજીરાવ પાસે નાણાં નહોતાં એમ કહેવું જરાક વધારે પડતું કહેવાશે પરંતુ એ સ્વાર્થી પેશ્વાએ પોતાના નિમકહલાલ રાજ સેવકના મૃતદેહની દુર્દશા થતી મુંગે મોંઢે જોયા કરી.

રાજના સરદારો પણ આ વાટે જતી ઉપાધી વહોરવા તૈયાર ન થયા.

રાત વધતી જતી હતી હમણાં સવાર પડશે. નાનાના મૃતદેહને અવલ મંજલે તો પહોંચાડવો જ જોઈએ.

પેશ્વા ને મરાઠી સત્તાના અન્ય સરદારોના મોઢા પર મેસ ઢળી ગઈ. સામાન્ય આરબો મરાઠી સત્તાને પડકારી રહ્યા હતા એ વાતનું મહત્વ ટૂંકી બુદ્ધિના પેશ્વાના અંતરમાં ન ઉતર્યું.

મરાઠી સત્તાના આધાર સ્થંભ નાના ફડનવીશના મૃતદેહને અટકાવતા આરબોને ડારવાની કોઈનામાં હામ નહોતી જણાતી.

નાનાફડનવીશના મૃત્યુના સમાચાર પુના શહેરમાં વીજળી વેગે ફરી વળતાં વહેલી સવારથી શહેરના સંભાવિત નાગરિકો પણ નાનાના નિવાસસ્થાને ભેગા થવા માંડયા. જે ખંડમાં નાનાનો મૃતદેહ પડયો હતો એના બારણા આગળ આરબ સીબંદીનો સરદાર ખુલ્લી તલવારે ખડો હતો અને કોઈપણ કટોકટીને પહોંચી વળવા એના સીપાઇઓ ખડા હતા.

રાજદફતરે ગઈકાલ સુધી બંધાઈને પડેલાં ઈતિહાસનાં પાનાં આજે તો હવે ખુલ્લાં થઈ રહ્યાં છે. છત્રપતિ શીવાજી મહારાજે

સ્થાપેલી હિંદુપતશાહીની સ્થીરતાથી આકર્ષાઈને ભારત ભરમાંથી વેપાર માટે વેપારીઓ પુનામાં પોતાની કોઠીઓ નાખીને પડયા હતા.

વેપાર માટે આગવું સ્થાન ધરાવનાર ગુજરાત પણ એમાંથી કેમ બાકાત રહે ?

ગુજરાતના વેપાર અને વેપારીની શાખ પણ આગવી. કાશ્મીરથી કન્યાકુમારી ને દૂર આફ્રિકાના બંદરોમાં પણ ગુજરાતી વેપારીનો બોલ સવાલાખનો. કોઈ લખલખાપત નહીં. ગુજરાતી વેપારીનો માત્ર બોલ જ હૂંડી જેવો ગણાતો.

એવી શાખ આબરુ લઈને વડોદરાના બે શરાફ ભાઈઓએ પણ પુનાની ધરતી પર પોતાની પેઢી નાંખી હતી.

( એ બે ભાઈઓ તે હરિભાઈ અને ભક્તિભાઈ. બે ભાઈઓમાં મજીયારો વેપાર અને એમાંથી હરિભક્તિની પેઢીનો' નો જન્મ.)

આ શેઠ હરિભક્તિની હૂંડી દિલ્હીના બજારમાં પણ સ્વીકારાતી ને દક્ષિણમાં ખુદ નિઝામ પણ એનો મોભો જાળવે.

નાના ફડનવીસના મૃત્યુના પ્રસંગ કાળે શેઠ હરિભક્તની પેઢીમાં દુલ્લભદાસ મુનીમ. નાના ફડનવીસને શેઠ હરિભક્તિની પેઢી વચ્ચે સગાભાઈનો નાતો. ગુજરાત સાથેના કામમાં નાના ફડનવીસ શેઠ હરિભક્તિને પૂછીને આગળ પગલું મૂકે.

એ નાતાથી શેઠ હરિભક્તની પેઢીના મુનીમ દુલ્લભદાસ પણ નાનાની સ્મશાનયાત્રામાં જોડાવા વહેલી સવારે નાનાના મુકામે આવી પહોંચ્યાં. ને એમણે શેઠના એક જાનીસાર મિત્રના મૃતદેહની અવહેલના થતી જોઈ.

ઘડીભર માટે મુનીમ દુલ્લભદાસ વિચારમાં પડયા. આરબોને ચુકવવાની રકમ નાનીસુની નહોતી, શેઠ હરિભક્તિ પોતે જો પુનામાં



હાજર હોત તો જુદી વાત હતી. પણ વેપારના કામે પોતે ગુજરાતમાં ગયા હતા, હવે શું થાય ?

એ ગુજરાતી પેઢીના ગુજરાતી મુનીમે ઘડીના યે છઠ્ઠા ભાગમાં નિર્ણય કરી લીધો, ને ઉતાવળા પગલે આરબ જમાદાર પાસે આવીને ઊભો.

ને સત્તાવાહી અવાજે બોલ્યો, ' જમાદાર ! માલિકના મૃતદેહનું આવું અપમાન કરવાનું તમારો ધર્મ શીખવે છે શું ?

જમાદારની આંખો વધુ કરડી બની. ટોળે વળેલા માનવીઓને લાગ્યું કયાંક ગુસ્સે ભરાએલો આરબ જમાદાર મુનીમ દુલ્લભદાસને ઝટકાવી નાંખશે.

જમાદારની ગુસ્સાભરી આંખોથી જરાપણ ડર્યા વિના દુલ્લભદાસે કહ્યું. ' તમારે તમારો પગાર જોઈએ છે ને ? તો જાવ. શેઠ હરિભક્તિની પેઢી એ રકમ માટે જામીન થાય છે.'

આરબ બેરખના બાકી પગાર માટે શેઠ હરિભક્તિની પેઢી જામીન થાય છે ? અને પેઢીનો માલિક નહીં પણ એક મુનીમ એ વાતની જાહેરાત કરે છે ? સાંભળનારાનાં મોઢાં આશ્ચર્યથી પહોળાં થઈ ગયાં.

કેટલાક હિતેચ્છુએ તો મુનીમ દુલ્લભદાસને ખૂણામાં ખેંચી બે અક્ષર શીખામણના પણ સંભળાવ્યા, ' અરે ! મુનીમ તમારું તે કાંઈ ખસી ગયું છે કે શું ? કાલે ઊઠીને તમારો શેઠ આ રકમ નહીં કબુલે તો શું કરશો ? જાત વેચતાં ય પૈસા પૂરા નહીં થાય.

પણ મુનીમ તો માત્ર એક જ વાત બોલતો હતો. ' હું મારા શેઠને તમારા કરતાં વધારે ઓળખું છું અને પૈસા કરતાં બોલની કિંમત, શાખની કિમંત વધારે છે.'

બસ થઈ રહ્યું...શેઠ હરિભક્તિની પેઢીનો કોલ મળી ચૂક્યો હતો. એ કોલ કોઈ સામાન્ય માનવી નો નહોતો.

દિલ્હીના બાદશાહી દરબારમાં પણ જેના નામની શાખ હતી. એવી પેઢીનો એક મુનીમ બાકી પગારની જંગી રકમ માટે જામીન થતો હતો પછી આરબ જમાદારને બીજું શું જોઈએ ?

એ પરદેશી '–ભાડૂતી સીપાઈ 'ઓના જમાદારે તલવાર મ્યાન કરીને અદબથી શેઠ હરિભક્તિના મુનીમ દુલ્લભદાસના બોલ અને કોલને માથે ચઢાવી બંધ ખંડની ચાવીઓ દુલ્લભદાસના હાથમાં મૂકી દીધી.

શેઠ હરિભક્તિની પુનાની પેઢીનો કારોબાર કરતા દુલ્લભદાસ શેઠ હરિભક્તિના સગા ભાણેજ થતા હતા.

આ આખાયે પ્રસંગની સાખ પૂરતો દસ્તાવેજ આજે પણ હરિભક્તિની પેઢીના જૂના ચોપડાની ખાતાવહીમાં ખતવાયેલો પડયો છે.

વડોદરા–ગુજરાતના શાહ સોદાગર સેઠ હરિભક્તિ શેઠ હરિભાઈ અને ભક્તિભાઈની સહીઆરી પેઢી એટલે હરિભક્તિની પેઢી. એ પેઢીનો આવો હતો વટ અને વ્યવહાર...કે જેનો મુનીમ પૂરી શ્રદ્ધાથી બોલ અને કોલ આપી શકતો હતો.



# ૧૪ "મર્દ પ્રતાપ"

ગુજરાત ત્યારે મોગલ સુબા સરબુલંદખાનના કબ્જા હેઠળ હતું. કહોને કે હિંદુસ્તાન ઉપર આમ સત્તા તો શાહેહિંદોસ્તાં મોગલ શહેનશાહોની હતી. પરંતુ જ્યાં જ્યાં મોગલ સુબા નિમાતા ત્યાં એ મોગલ સુબાની હા થતાં સવાર ઊગે ને સુબાની મરજીથી સાંજ ઢળતી. કહેવાના મતલબ એટલી જ કે સુબાની સત્તામાં જે તે વિસ્તારનો વહીવટ ચાલતો. મોગલ સુબો પોતાના વિસ્તારનો હેવાલ મોકલે ને એને વહીવટ અંગે બાદશાહી મંજુરીની મહોર વાગે.

આ એમ જ ગુજરાતમાં મોગલ સુબા સરબુલંદખાનની એક વેળા હાક વાગે અને એના પ્રત્યેક ડગલે દુશ્મનોમાં ધાક પેદા થાય. પોતાનો દોરદમામ ને સત્તા ટકાવી રાખવા એ મોગલ સુબાએ ગુજરાતમાં યુદ્ધની દષ્ટિએ અગત્યના સ્થાનો ઉપર પોતાના જ માણસોની નિમણૂંક કરેલી. અને એ તો એમ જ હોય ને એમ જ ચાલતું આવેલું. મોગલ સુબો બદલાય તે સાથે જ. કોટવાળ–કારભારી ને ફોઝદારના પ્યાદાં ફેરવતાં જ રહેતાં.

સરબુલંદખાનની સુબેદારીના કાળમાં મહત્વના સ્થાનો ઉપર એના સાથીદારો હતાં. એ સત્તાના દોર ઉપર એક દિવસ ઘા પડયો. રાજા ને વાજા એનો વિશ્વાસ નહિ. રીઝે તો રાજ આપે ને ખીજે તો માથું ઉતારી લે. એના જેવો ઘાટ.

મોગલ શહેનશાહને ગુજરાતના સુબા સરબુલંદખાનના વહીવટમાં કંઈક ગંધ આવી. અને રાતોરાત એને દિલ્હી પાછા

ફરવાના હુકમો પણ મળી ગયા. સરબુલંદખાનની ગુજરાતની સત્તા આથમી ગઈ એને સ્થાને શહેનશાહે જોધપુરના મહારાજા અભયસિંહની ગુજરાતના સુબા તરીકે નિમણૂંક થઈ.

જોધપુરના મહારાજા અભયસિંહની કથા ઘણી લાંબી છે. પોતાના જ પિતાને પાછળે દરવાજે કાળમાં મોઢામાં ધકેલી દેનાર અભયસિંહ ઇતિહાસને પાને ઘણી ઘણી વાતો મૂકતો ગયો છે. એ અભયસિંહે કંઈક કેટલીએ મુરાદો બર લાવવા મોગલ સત્તાનું શરણું સ્વીકાર્યું હતું. એ જોધપુરના મહારાજાની ગુજરાતમાં નિમણૂંક થતાં એની સાથે રાજસ્થાનમાંથી સંખ્યાબંધ માણસો ગુજરાતની ધરતી ઉપર ઉતરી આવ્યા. એમાં પણ રતનસિંહ ભંડારી ગુજરાતના ઇતિહાસમાં ખાસ ભાગ ભજવી ગયો છે.

(મહારાજા અભયસિંહની ગુજરાતના સુબા તરીકે નિમણૂંક થઈ તે પહેલાં એક રાજસ્થાની જાટ કુટુંબે પોતાના કાંડાના બળે ને જાત હોંશિયારી કુનેહથી વડોદરાની ધરતી ઉપર પોતાનું સ્થાન જમાવ્યું હતું.)

આ જાટ કુટુંબનો મોભી અને મોવડી હતો પ્રતાપસિંહ.

આ પ્રતાપસિંહ જ્યારે રાજસ્થાનની ધરતી ઉપરથી નીકળ્યો ત્યારે એની મુછનો દોરો મોઢા ઉપર પોતાની સીમા આંકી ચૂક્યો હતો. એ બાવીસ વર્ષનો જવાન વતનમાંથી નીકળ્યો હતો સાહસ અને શ્રદ્ધાનું ભાથું બાંધીને, દુશ્મનને પણ પોતાના કરી લેવાની કુનેહ એનામાં ભારે હતી. બુદ્ધિમાં પાંચમાં માગ મૂકાવે ને માન પેદા કરે.

એ પ્રતાપસિંહ એક દિવસ વડોદરાની ધરતી ઉપર આવ્યો. અને એ ખુમારીવાળા જવાને ત્યારે વડોદરાના ફોઝદાર શેરખાન બાબીના દરબારમાં સામાન્ય ચાકરી મેળવી લીધી. શેરખાન બાબી ત્યારે હતો તો મોગલ સુબાનો ફોઝદાર પણ રહેતો હતો નવાબીદોર-દમામથી.



આજે પણ વડોદરાની પ્રજા બાબીનું અહીં રાજ હોવાની વાતો કરે છે. એવા હતા એ શેરખાન બાબી. ને એ શેરખાન બાબીના દરબારમાં પ્રતાપસિંહ નોકરીએ રહ્યો. એકવાર પગ મૂકવાની જગ્યા મળી પછી જોઈએ છે જ શું !

પ્રતાપસિંહે વડોદરાની ધરતી ઉપર પોતાનો એકડો સામેલ કરી દીધો. આગવું સ્થાન જમાવ્યું અને સાહ્યબીને દોરદમામ વધ્યાં./ પ્રતાપસિંહ પોતાના આંગણામાં પોતાની આગવી લશ્કરી ટુકડીની સલામો ઝીલતો એવો વખત ઊભો થઈ ગયો.)

પ્રતાપસિંહ પોતાના સૈનિકો રાખે ને જરૂર પડે રાજને પોતાની મદદ મળતી રહેશે એના કોલ પણ આપે. આ સ્વતંત્ર મિજાજના માનવીને પછી રાજની ચાકરી શેં ફાવે ?

શેરખાનની ચાકરીનો પટ્ટો એણે એક દિવસ ફગાવી દીધો. અને પોતાનું આગવું કામ ઉપાડ્યું.

પ્રતાપસિંહે પોતાની 'કોઠી લાહેરી દરવાજા' એટલે કે લહેરીપુરા દરવાજા પાસે કોટેકોટને અડીને ઊભી કરી.

આ એક એવા કાળની આપણે વાત કરીયે છીએ કે જ્યારે આજની માફક પત્ર લખો અને બીજે જ દિવસે સેંકડો ગાઉ દૂર વસતા આપણા સંબંધીને તે પત્ર મળી જાય છે તે કાળે બનતું નહોતું.

મતલબ કે આજના જેવી તે કાળમાં કોઈ ટપાલ વ્યવસ્થા નહોતી.

રાજકાજ ને અન્ય વ્યવસ્થાના સંદેશા-સમાચાર એ કાળે ખાસ દૂત-કાસદો મારફતે આપલે થતાં. ચીજ વસ્તુની હેરફેરી વણઝાર-પોઠો ને ખેપીયા મારફતે ચાલતી.

ઝડપી પ્રવાસ માટે સાંઢણીઓનો ઉપયોગ થતો. ને

પ્રતાપસિંહ પાસે શુધ્ધ મારવાડી સાંઢણીઓનો એક મોટો કાફલો હતો.

આ બુધ્ધિજીવી માનવીએ સાંઢણીઓના કાફલાનો ઉપયોગ કરીને દૂરદૂરના વિસ્તારો સુધી ટપાલ પહોંડવાનું કામ ઉપાડયું.

પ્રતાપસિંહની સાંઢણીઓ વડોદરાથી છેક દિલ્હી સુધી જતી. વિશ્વાસ પર સોંપાએલા કાગળો. કિંમતી દસ્તાવેજો અગત્યાના સંદેશાઓ મહામુલો માલસામાન સાચવવાની અને સાચવીને નિયત સ્થળે પહોંચાડવાની જવાબદારીનું કામ એ માનવીએ ઉપાડયું.

આ જવાબદારી અદા કરવા પ્રતાપસિંહના માણસો સદાયે સજાગ રહેતા. કેટલીક અગત્યની અને વિકટ ખેપોમાં તો એ ખુદ પોતે જ જતો.

મારે તેની તલવારનો એ યુગ હતો રસ્તા સલામત નહોતા. લોકોની ખૂદની સલામતિ માટે વળાવીયાની જરૂરત રહેતી. જોખમી માલ લઇને જતાં રસ્તામાં ધીંગાણું પણ જામતું. આ બધી મુશ્કેલીઓ વચ્ચે પણ પોતાની કામગીરી બજાવી રહેલા પ્રતાપસિંહની બહાદુરી અને હિંમતથી પ્રેરાઈને લોકોએ એને મર્દાનું બિરૂદ આપ્યું. લોક ઝીભે એ 'પ્રતાપ મર્દા' ના નામથી ઓળખાયો.

કાળ વહેતો ગયો. લોકોમાં જાણીતો બનેલો શબ્દપ્રયોગ 'પ્રતાપ મર્દા' ધીરે ધીરે મર્દામાંથી મરદા–મડધા વગેર પ્રયોગમાં ફેરવાયો.

આજે પણ આપણા એક લગ્ન ગીતમાં મરદાના અર્થમાં મડધા શબ્દનો ઉપયોગ થતો આપણે સાંભળીએ છીએ, "એના ઘરમાં તે ફલાણી...મડધો થઈ મહાલે રે...'

આ પ્રતાપ મર્દાની કોઠી હતી. લહેરીપુરા દરવાજાના કોટની રાંગે બાજવાડા તરફ જતાં રસ્તામાં જમણા હાથે. અને જે સ્થાને





પ્રતાપ મર્દાની કોઠી આવેલી હતી, એ સ્થાન આજે પણ 'પ્રતાપ મડધા'ની પોળ એ નામે જાણીતી જ છે.

વિદ્વાનોએ આ 'મડધા' શબ્દ ઉપર પણ વિવેચન કર્યું છે. સંસ્કૃત મુકૂટબધ્ધ કે ફારસી 'મિરદહ' શબ્દ ઉપરથી આ 'મડધા' શબ્દ ઉતરી આવ્યો હશે. એવું કેટલાકનું મંતવ્ય છે. કેટલાક દસ કે પંદર સૈનિકોના ઉપરી માટે વપરાતો આ શબ્દ હોઈ શકે એમ માને છે.

ગમે તે હોય અને ગમે તે ભાષામાંથી આ શબ્દ ઉતરી આવ્યો હોય પરંતુ અંતે તો બધા એક વસ્તુ કબુલે છે કે બળવાન–શક્તિશાળીના અર્થમાં વપરાતો આ શબ્દ છે. તો પછી મર્દ મરદ ઉપરથી આ મડધા શબ્દનો સ્વીકાર કેમ ન થઈ શકે ?

એક વાત તો નક્કી જ છે કે આજની પ્રતાપ મડધાની પોળથી લોકજીભે આજે પણ જીવંત રહેલ પ્રતાસિંહે મોગલયુગમાં કાસદોનું થાણું જમાવી એના વડા તરીકે સુંદર કામગીરી બજાવી હશે. એ પ્રતાપસિંહના વારસદારોને હજુ ગઈ કાલ સુધી ઈનામી જમીનો મળતી હતી.

કાળની બલિહારી પણ કેવી છે ? પ્રતાપસિંહ મર્દાની હવેલીના આંગણામાં એક કાળે હાથી બંધાતો હતો. અને સંખ્યાબંધ સાંઢણીઓ રોજ સવાર સાંજ ઝોકરાતી હતી.

આજે તો એ પ્રતાપસિંહ મર્દા નથી રહ્યો કે નથી રહી એની કોઈ જાહોજલાલી. આજના યુગમાં એની માત્ર વાતો રહી ગઈ છે.

જ્યાં હાથી બંધાતો અને સાંઢણીઓ ઝોકારાતી ત્યાં આજે બાળકોને રમવાનું આંગણું બની ગયું છે.

પરંતુ હા...લોક હૈયામાંથી પ્રતાપ મરદાનું નામ નથી ભૂંસાયું. આજે પણ નવા આગંતુકને વડોદરાવાસી બતાવે છે આ રહી પ્રતાપ મડધાની પોળ.

# ૧૫



આજથી પોણી બસો–બસો વર્ષ પહેલાંની વાત છે. એ વેળા વડોદરામાં ચોથા ગાયકવાડ ફત્તેસિંહરાવ ગાયકવાડનો અમલ હતો. ફત્તેસિંહરાવ ગાયકવાડનો રાજ અમલ એટલે ઈ. સ. ૧૭૭૮ થી ૧૭૯૦ નો સમય કાળ અને એ સમય દરમ્યાન ગુજરાતમાં અંગ્રેજ પ્રતિનિધિના. મહેસુલી અધિકારી પદે જાણીતા અંગ્રેજ સજ્જન શ્રી. જેમ્સ ફાર્બસ આવી ગયેલા.

શ્રી ફાર્બસના નામથી ગુજરાતની જનતા ભાગ્યે જ અજાણ હશે. આ એ જ ફાર્બસ કે જેણે ગુજરાતના ઈતિહાસમાં ઊંડો રસ લઈને ગુજરાતી સાહિત્યની સારી જેવી સેવા બજાવી છે.

એ પરદેશી ગૃહસ્થે ગુજરાતી અને સંસ્કૃત ભાષા સમજવાનો ભારે પ્રયત્ન કરેલો અને ઊંડો અભ્યાસ પણ કરેલો. એટલું જ નહીં પરંતુ આપણા (પ્રાચીન અવશેષો અને ઐતિહાસિક માહિતીઓ ભેગી કરાવીને એમાંથી તૈયાર કરાવેલાં પુસ્તકો આજે પણ ઈતિહાસના અભ્યાસીઓ માટે પ્રમાણભૂત ગણાય છે.)

સન ૧૭૮૩માં જ્યારે શ્રી. ફાર્બસે વડોદરાની મુલાકાત લીધેલી ત્યારે પોતાની નોંધપોથીમાં કેટલાક અગત્યની માહિતીઓની નોંધ કરી હતી. જેમાં વિશ્વામિત્રી નદી પર સુંદર શિલ્પ કામવાળો પથ્થરનો મજબૂત પુલ જોયાનો ઉલ્લેખ કર્યો છે.

બનવા જોગ છે કે બહારથી વડોદરામાં પ્રવેશ કરતાં અત્યારે જ્યાં વિશ્વામિત્રીનો પટ ઓળંગવા કમાટીબાગ આગળના પુલનો જે ઉપયોગ થાય છે એ સ્થાને જ શ્રી. ફાર્બસે જોયેલ પુલનું અસ્તિત્વ



હોય. કાળે કરીને એ પુલ નાશ પામતાં એના સ્થાને નવા નવા પુલ બનતા જ રહ્યા છે.

થોડાકજ વર્ષો પર વિશ્વામિત્રીનો એ પુલ કેવા સ્વરૂપમાં હતો અને એનું કેવું વિશાળ સ્વરૂપ બન્યું છે. એ તો આપણી નજરે જોયેલી જ હકીકત છે ને ?

વિશ્વામિત્રી ઉપર કલાકોતરણી વાળા પુલના અસ્તિત્વ અંગેની નોંધ ઉપરાંત મહારાજા ફત્તેસિંહરાવે બંધાવેલા આયના ખંડની પણ એમની નોંધપોથીમાંથી હકીકત મળી આવે છે. આ આયનાખંડ કદાચ જુના રાજવાડામાં હોવાની શકયતા વધારે જણાય છે. કારણ કે ફત્તેસિંહરાવ બાબાની ઘડીયાળી પોળ વાળી રાજહવેલીમાં એવો આયના ખંડ હોવાની કોઈ નિશાની જણાતી નથી.)

શ્રી. જેમ્સ ફાર્બસની નોંધપોથીમાંથી સૌથી અગત્યની જે માહિતી મળે છે તે છે મહારાજા ફત્તેસિંહરાવ ગાયકવાડના અંગત દિવાન અને સલાહકાર દિવાન હિરૂનંદ–હિરાનંદ અને એમનાં રાજનીતિજ્ઞ અને કુશળ વહીવટકાર પત્નીની.

વડોદરાના પ્રસિદ્ધ જૈન વિદ્વાન શ્રી. લાલચંદ્ર ગાંધીએ આ બાબતમાં ઊંડા ઉતરીને સારી જેવી માહિતી પ્રાપ્ત કરી છે. અને એ પ્રાપ્ત થયેલી માહિતી ઉપરથી આ દિશામાં કેટલોક પ્રકાશ મળે છે.

આમ તે વેળાના ઈતિહાસ ઉપર નજર નાખતાં પહેલી નજરે તો જણાય છે કે મહારાજા ફત્તેસિંહરાવ ગાયકવાડના દિવાન પદે હતા. અંતાજી નાગેશ ઇતિહાસના પાને ફત્તેસિંહરાવના દિવાન તરીકે અંતાજી નાગેશનું નામ નોંધાએલું છે. પરંતુ રાજ્યનો સમગ્ર વહીવટ આ દિવાન હિરૂનંદ–હિરાનંદ ચલાવતા હોવાનું જણાય છે.

હિરાનંદ કે હિરૂનંદ નામનો જે ઉલ્લેખ મળે છે તે કઈ જ્ઞાતિના હતા એ વાતની કોઈ વિગત મળતી નથી. તેમ જ નોંધપોથીમાંથી

મળતા નામથી પણ કંઈ સ્પષ્ટતા થતી નથી. તેમ છતાં દિવાન હિરૂનંદ નડીઆદ સાથે ગાઢ સંબંધ ધરાવતા હતા અને મૃત્યુવેળા તેઓ નડીઆદમાં જ હોવાનો ઉલ્લેખ શ્રી. ફાર્બસની નોંધમાંથી મળી આવે છે.

આ બધા ઉપરથી એક અનુમાન તારવી શકાય કે શ્રી હિરૂનંદ જ્ઞાતિએ નાગર હોવા જોઈએ.

એ કાળ એવો હતો કે જ્યારે સમગ્ર ગુજરાતના નાના મોટા રાજવીઓના દરબારમાં નાગર દિવાનોનું વર્ચસ્વ ભારે હતું. અને એમની વહીવટી નિપૂણતા માટે આજે પણ બે મત નથી જ. આ સંભવિત નાગર દિવાન હિરૂનંદની રાજનિપ્રણતામાં એમની પત્નીનો મોટો ફાળો હતો. આ હકીકતની નોંધ શ્રી. ફાર્બસે ભારે ગર્વથી લીધા છે. દુઃખની વાત એટલી જ છે કે આ રાજનીતીજ્ઞ સ્ત્રીના નામનો ક્યાંય ઉલ્લેખ મળતો નથી.

આપણે એ વિદ્વાન પત્નીના કલ્પીત નામનો આશરો નહીં જ લઈએ. વડોદરા જેવા મોટા રાજનો વહીવટ અને રાજનો પથારો પણ મોટો એટલે કામને અંગે દિવાન હિરૂનંદને બહારગામ રહેવાનું ઘણું થતુ, પરંતુ પોતાના પતિની જવાબદારીઓ પૂરેપૂરી અદા થાય એ માટે પતિની ગેરહાજરીમાં એમની પત્ની સતી (હા. આપણે સતીજ કહીશું કારણકે પાછળથી તેઓ સતી થયાં હતાં) રાજકારભાર ચલાવતાં એટલુંજ નહીં પણ રાજના હિસાબો તપાસવા અન્ય અધિકારીઓને રાજના કામ અંગે મુલાકાતો આપવી અને યોગ્ય તે કામના સૂચનો આપવાં વગેરે કામો ઉપરાંત પરદેશી પ્રતિનિધિઓની પણ તેઓ મુલાકાત લેતા હતા.)

શ્રી. ફાર્બસ જેવા એક પરદેશી અધિકારીએ જ્યારે આ વિદુષી (રાજનિતાજ્ઞ સ્ત્રીની આટલી બધી નોંધો લીધી છે ત્યારે એ સ્ત્રી (રાજકાજમાં કેટલી નિપુણ હશે તેનો સ્હેજે ખ્યાલ આવી શકે છે.



વડોદરાને કાઠીયાવાડના પોતાના પ્રદેશો અંગે કંઈક ને કંઈક કામગીરી રહેતી જ આવી છે.

એક વેળા દિવાન હિરૂનંદ એવા જ કંઈક કામને અંગે કાઠીયાવાડના પ્રવાસે ગયેલા ત્યાંથી પાછા ફરતાં કડી કલોલ ને પાટણની કામગીરી પણ એમણે પતાવી અને વડોદરા તરફ પોતે પાછા ફરી રહ્યા હોવાની ખબર પોતાની પત્નીને પણ પાઠવી.

પાછા ફરતાં એકાએક તેમને પોતાના વતન નડીઆદમાં એકાદ આંટો ખાવાની ઈચ્છા થઈ. સ્વાભાવિક છે કે માનવી ગમે તે સ્થાને હોય પરંતુ એને પોતાના વતનની ધરતીનો મોહ કદી પણ છુટતો નથી.

વડોદરાના દિવાન પદે હોવા છતાં દિવાન હિરૂનંદ ઘણીવેળા વતન નડીઆદમાં જતા આવતા અને એમ જ ઉત્તર ગુજરાતના પ્રવાસેથી પાછા ફરતાં તે નડીઆદ રોકાયા.

કાળની ગતિ ન્યારી છે એ કાળ અને કાલને કોણ જાણી શક્યું છે? કાલે શું થવાનું છે? એ વાત જો માનવી જાણતો હોત તો માનવીનાં ઘણા કામોનો સરળ ઉકેલ થઈ શકત પરંતુ કાળ અને કાલને કોઈ જ જાણી શક્યું નથી. ભાવિથી અજાણ રાખીને માનવ જાતને અંધારામાં રાખવા પાછળ કુદરતનો કોઈ ગુઢસંકેત જ હશે એમ આપણે માનવું રહ્યું.

દિવાન હિરૂનંદે નડીઆદમાં પગ મૂકયો અને બીજા જ દિવસથી બિમારીમાં પટકાઈ પડયા. માંદગીને બિછાનેથી હિરૂનંદ ઊઠી ન શકયા ને નડીઆદમાં જ એમનો દેહ પડયો. વડોદરાની પ્રજા પોતાના લોકપ્રિય દિવાનના અંતિમ દર્શન ઈચ્છતી હતી. અને સતિ પણ ઈચ્છતાં હતાં કે દિવાનના દેહને વિશ્વામિત્રીના તટે જ આખરી આરામ મળે.

સતી દિવાન હિરનંદના મૃતદેહને વડોદરા લઈ આવ્યાં. મહારાજા ફત્તેસિંહરાવે પોતાના દિવાનના મૃતદેહને ઉચીત રાજમાન આપ્યું.

એટલું જ નહિં દિવાન પત્નીને આગ્રહ કર્યો કે દિવાન હિરનંદની કામગીરી તેઓ ચાલુ રાખે. પરંતુ આ સતીને હવે રાજકાજમાં કોઈ રસ રહ્યો નહોતો. દિવાન હિરનંદની સાથે જ એ બધીએ શક્તિઓ જાણે કે મૃતપ્રાય બની ગઈ હતી. એમણે માનસહ મહારાજાની વિનંતીને પાછી વાળી અને પોતાનો નિર્ણય જાહેર કર્યો.

'હું મારા પતિના દેહ સાથે જ સતી થવા માગું છું.'

સતીના આ મક્કમ નિર્ણયને કોણ પાછો વાળી શકે?

વિશ્વામિત્રીને તીરે કામનાથ મહાદેવના સાનિધ્યમાં વટવૃક્ષોના પ્રચંડ જુથની છાયામાં એક પ્રચંડ ચંદન કાષ્ટની ચિતા તૈયાર કરવામાં આવી એ અનામી આર્યનારી પતિના મૃતદેહને ખોળામાં લઈને ચિતા પર ચઢી અગ્ની પ્રગટયો અને બે દેહ એક બનીને નામશેષ થઈ ગયા.

શ્રી. ફાર્બસને માત્ર આ પ્રસંગ ખૂંચ્યો હોય એમ એમની નોંધપોથી ઉપરથી જણાય છે એક પ્રખર વિદુષી સ્ત્રીનું અકાળ મૃત્યુ એમને ગમ્યું ન હોતું.

એ દિવાન હિરનંદનું નામ ઈતિહાસને ચોપડે કયાંક એક બાજુ આલેખાએલું પડયું હશે. એમના અન્ય કામોનો ખાસ કોઈ ઉલ્લેખ મળ્યો નથી. પાતની સાથે ખભેખભો મીલાવીને રાજકાજનાં કામ કરતી એમની પત્નીના નામનો પણ આપણને ઉલ્લેખ મળતો નથી ... હા ... એક પરદેશીની નોંધ પોથામાંથી માત્ર આટલી વાત મળે છે.



દુ:ખની વાત છે કે આપણે આપણા ઇતિહાસ માટે આપણી વ્યક્તિઓ માટે કેટલા ઉદાશીન છીયે!!

ગમે તેમ પણ વડોદરાની ધરતી ઉપર એક રાજનીતિજ્ઞ સ્ત્રીએ કુશળતાપૂર્વક રાજવહીવટ ચલાવ્યાનો પેલી નોંધપોથીમાંથી ઉલ્લેખ મળી રહે છે... આપણે માટે તો એટલું પણ અગત્યનું જ છે ને?

સતીનું કોઈ સ્મારક રચાયું હોવાનું જાણવા મળતું નથી. વિશ્વામિત્રીને તીરે કામનાથ મહાદેવની સાનિધ્યમાં એક આર્યનારી વડોદરાના વહીવટમાં અગત્યનો ફાળો આપતાં આપતાં સતી બની... કામનાથ મહાદેવ આગળનાં વટવૃક્ષોને જો વાચા હોત તો આપણને ઘણી ઘણી વાતો જાણવા મળત ... પરંતુ એ અબોલ વૃક્ષો સતીના ત્યાગ અને બલીદાનની ભવ્ય ગાથાનાં મુક સાક્ષી બનીને આજે પણ ઊભાં છે. અને સંકેત કરી રહ્યાં છે કે આ સ્થળે એક ગુર્જર નારીની ગૌરવગાથાનાં આખરી પૃષ્ટો વેરવિખેર પડયાં છે.



# ૧૬

## "લાડબીબી"

વડોદરાની ધરતીએ કંઈક કેટલાએ વારાફેરા લીધા છે. એ ધરતીને કંઈક કેટલાંએ નામો અપાયાં અને કેટલાંએ માનવીઓએ આ ધરતી ઉપર સત્તા હાક અને ધાક બેસાડવા પ્રયત્નો કર્યા છે. ધરતી ઉપર કબજો લેવા માગતા માનવીને કયાં ખબર છે કે ધરતી કોઈની થઇ નથી ને થવાની નથી. હા...થોડા સમય માટે થોડા કાળ માટે ભલે કોઈ માનવી એના ઉપર પોતાનું સ્વામિત્વ ધરાવે એ વાત સામાન્ય છે, બાકી વસુંધરા એતો માતૃત્વનું પ્રતિક–ધરતી તો માતા અને માતા ઉપર વળી અધિકાર કેવો ?

પણ માનવી આ વાત કયારે સમજયો છે? અને સમજવા માગતો પણ નથી. આ વાત...એ હકીકત તો યુગોનો આપણો ઈતિહાસ પુરવાર કરે છે. ધરતી ઉપર માલકી હક્કનો દાવો કરતાં માનવીઓ આવ્યાં ને કાળના ગર્ભમાં વિલીન થઈ ગયાં. ધરતી એની એ જ રહી. નિષ્કામ અને નિર્મોહ...એણે આવનારને પોતાના ખોળા ઉપર બેસાડયાં છે. અને જનારને પોતાના જ ખોળામાં ચીર નિદ્રામાં પોઢાડયાં પણ છે.

વડોદરાની ધરતીનો પણ એ જ ઈતિહાસ છે એ જ ક્રમ છે.

વડોદરામાં જયારે માત્ર ચાર દરવાજા વચ્ચે જ વસ્તી હતી ત્યારની આ વાત છે વડોદરાના દરવાજા બહારના વિસ્તારમાં થોડાક છુટાછવાયા વસવાટો થયા હતા ખરા, પરંતુ વસ્તીનો મોટો ભાગ તો નગરમાં જ રહેતો હતો.



માંડવાથી ગેંડી દરવાજાના માર્ગમાં બે મોટા વિસ્તારો આવેલા છે એક છે લાડવાડો અને બીજો મોગલવાડો આ વાત છે માત્ર પૂર્વ તરફના ભાગની બાકી એની સામેના ભાગમાં પણ એવો જ મોટો વિસ્તાર અસ્તિત્વમાં છે જ.

'મોગલવાડો' એના નામ ઉપરથી જ સ્હેજે કલ્પી શકાય તેમ છે, એ વિસ્તાર મોગલ સમયમાં જ ઊભો થયો હશે.

દેશમાં જયારે મોગલ સત્તાનો સૂર્ય પૂર્ણ ઉગી ચૂકયો હતો અને એ મોગલ સત્તાની આણ ગુજરાત ઉપર પણ ફરી વળી હતી. ત્યારે મોગલ સુબેદારો સાથે આવેલા મોગલ સૈનિકો અને એ સૈનિકોના પરિવારના વસવાટ માટે આ સ્થળ પસંદ કરાયું હશે. અને કાળે કરીને આ સ્થળનું નામ પડયું 'મોગલવાડો' આજે તો એ સ્થાનમા અન્ય કોમનો પણ વસવાટ થઈ ચૂકયો છે, મોગલો ગયા પણ સ્થાનનું નામ મૂકતા ગયા.

વસુંધરાના કણકણને વિવિધનામોથી ઓળખાવવાની માનવીના ટેવ સામે મા વસુંધરા હંમેશાં મમતાથી હસતી જ આવી છે ને?

અહીં સવાલ એ થાય છે કે વડોદરાના ચાર મુખ્ય દરવાજામાંથી બરાનપુરા ગેંડીગેટ દરવાજા તરફ જ મોગલ પરિવારના વસવાટ માટે સ્થાનની પસંદગી શા માટે કરાઈ હશે ?

બનવા જોગ છે કે શહેરમાં મોગલ થાણાં તો ચારેકોર મૂકવામાં આવ્યાં હશે. અને સૈનિકોનો વસવાટ આ દિશામાં રાખવા પાછળ કંઈક લશ્કરી અગત્ય પણ વિચારાઈ હશે.

દક્ષિણ અને પૂર્વ તરફના દરવાજાના રક્ષણની ત્યારે ખાસ જરૂરત પણ લાગતી હોય.

દક્ષિણ દિશા તરફના શકય હુમલાને લક્ષમાં રાખીને જ આ દિશામાં એક કરતાં વધુ દરવાજા ને કોટની મજબુતાઈ રખાઈ હતી.

જરૂરત પડે તાત્કાલીક કુમક દોડી શકે એ વાત ધ્યાનમાં રાખીને મોગલ સૈનિકોનો વસવાટ દરવાજા નજીકના વિસ્તારમાં રખાએલો હોય એમ લાગે છે.

આજે તો એ મોગલવાડામાં સૈનિક છાવણીની એકે નિશાની શોધી જડે તેમ નથી.

એ મોગલવાડાની પડખે જ આવ્યો છે લાડવાડો.

સામાન્ય રીતે લાડવણીક જ્ઞાતિના નામ ઉપરથી આ વિસ્તારનું નામ લાડવાડા પડયું હશે એમ પ્રજાનો મોટો વર્ગ માનતો આવ્યો છે. અને માને છે પણ ખરો. કેટલાક વિદ્વાનોનો પણ આવો જ કંઈક અભિપ્રાય છે. આ અંગે વર્ષો પહેલાનાં કંઈક દસ્તાવેજો જો મળી આવે તો આ વિસ્તારના નામ ઉપર પ્રકાશ પડી શકે. બાકી 'લાડવાડા' નામ કયારથી અસ્તિત્વમાં આવ્યું એ જાણવાનું અન્ય બીજું સાધન તો શું હોઈ શકે ? મરાઠી સત્તા પહેલાથી આ નામ પ્રચલિત છે કે એ પછી ? એ વાતનો ચોક્કસ નિર્ણય થઈ શકે તો જ કંઈક કહી શકાય. ત્યાં સુધી તો આપણે આ વિસ્તારના નામ અંગે બાબી અમલમાં ડોકીયું કરવું રહ્યું.

વડોદરામાં ત્યારે બાબી કુટુંબનો દોર દમામ હતો આ બાબી કુટુંબનો મોભો હતો તો માત્ર અમદાવાદના મોગલ સુબાનો વડોદરા ખાતેનો ફોજદાર, એનું કામ વડોદરાનો વહીવટ કરવાનું – હા માત્ર લશ્કરી દ્રષ્ટિએ જ અને સાથે સાથે એની ઉપજનો ભાગ મોગલ તિજોરીમાં મળતો રહે તે જોવાનું પરંતુ આ બાબી નબીરાઓ મહત્વાકાંક્ષી ભારે હતા. એટલે શેરખાન બાબી–વડોદરાનો મોગલ ફોજદાર અહીં રહેતો હતો. નવાબી તોરથી, અને શા માટે ન રહે ? રહેવા માટે ગુજરાતના સુલતાનોએ બંધાવેલા ભદ્રના કિલ્લાની ભવ્ય ઈમારત મળી હતી. અને વડોદરા જેવું નગર હતું પછી નવાબી દોર દમામથી રહેવાનું કોને મન ન થાય ?



એ શેરખાન બાબીની એક પિત્રાઈ બહેન હતી. એનું નામ હતું લાડબીબી.

આ લાડબીબી એનાં નામ પ્રમાણેજ લાડકોડમાં ઉછરી હતી. ભારે મહત્વાકાંક્ષી બાઈ. એણે પોતાના જીવનમાં રઝીયા બેગમના આદર્શો ઝીલ્યા હતા. પોતે મૂર્તિમંત રઝીયા બેગમ છે એમ માનતી અને લોકોમાં મનાવવા પ્રયત્નો પણ કરતી.

આ લાડબીબીને પાટણના બની બેઠેલા એક નવાબ સાથે પરણાવેલી. પરંતુ એ અભિમાની અને સત્તા લોલુપ સ્ત્રીને પોતાના પતિ સાથે જરાય બનતું નહીં. પરિણામે પાટણની ધરતીને પોતાના પતિનો સાથ છોડીને લાડબીબીએ વડોદરામાં પોતાનું થાણું જમાવ્યું. એટલું જ નહીં શેરખાન બાબીના દરબારમાં પણ એનું આગવું સ્થાન અને આગવો મોભો જમાવ્યો.

આ લાડબીબીના કબજામાં નાની એવી જાગીર પણ હતી. અને શા માટે ન હોય ? બાબી કુટુંબની દિકરીના જીવારા માટે તો કંઈક જોઈએ જ ને ? એટલે એનો મોભો સચવાય – એનો વ્યવહાર જળવાય એનો ખર્ચો નીકળે એવી એ જાગીર હતી. અને જાગીરનો વહીવટ કરતા હતા આપણા સુરેશ્વર દેસાઈ–અને ત્યારે તેઓ ઓળખાતા હતા સુરેશ્વર પંડયાના નામે.

રઝીયા બેગમ જેમ પોતાના એક કૃપાપાત્ર ગુલામના હાથમાં રમતી હતી. તેવી જ રીતે આ લાડબીબીના મ્હોનું પાન હતો. એક સુથાર. ઈતિહાસના પાને એ સુથારનું નામ તો જાણવા મળતું નથી પરંતુ હકીકત છે કે લાડબીબીની સત્તામાં અને જીવનમાં પણ એ સુથારનું સ્થાન અગત્યનું હતું. એ સ્થાન અને સત્તાનો આ અદના માનવીને નશો ચઢયો હતો.

માનવીને સામાન્ય માનવીને જ્યારે સત્તાનો કેફ ચઢે છે ત્યારે

એને સારાસારનું ભાન રહેતું નથી. લાડબીબીના પ્રિતીપાત્ર સુથારને એક દિવસ દુર્બુદ્ધિ સુઝી અને એણે ખુદ સુરેશ્વર દેસાઈના કુટુંબની એક સ્ત્રીનું અપમાન કર્યું. જવાંમર્દ સુરેશ્વર દેસાઈની નસોમાં શુદ્ધ બ્રાહ્મણનું લોહી વહેતું હતું. તે આ અપમાન ગળી જાય તેમ ન હોતું.

સુરેશ્વરને શેરખાન બાબી કે લાડબીબી કોઈની શેહ શરમ દબાવી શકે તેમ નહોતી. લાડબીબીના કૃપાપાત્ર સુથારનો કાળ બોલી રહ્યો હતો. સુરેશ્વરે પેલા અપમાનનો બદલો લીધો અને લાહેરી દરવાજા લહેરીપુરાના ચોગાનમાં પેલા સુથારને જીવતો ભોમાં ભંડાર્યો.

આ પ્રસંગ પછી સુરેશ્વર દેસાઈનું મન બાબી કુટુંબ ઉપર ખાટું થઈ ગયું. પ્રજાની બહેન-બેટીની મર્યાદા લોપતા આ માનવીઓના વિનાશ માટે એમણે અને મર્દ હલા પટેલે કમર કસી એ હકીકત તો ખૂબ લાંબી છે અને અત્યારે એ બધી લાંબી વાતો સાથે આપણે નિસ્બત પણ નથી.

હકીકત એ છે કે આ લાડબીબી અત્યારના લાડાવાડા વિસ્તારમાં જ વાડોબાંધીને રહેતી હતી. એક તરફ મોગલવાડો અને એમની ભરચક્ક વસ્તી પાછલી બાજુએ ભદ્રનો કિલ્લો અને બાબી સત્તાની હુંફ આમ બધી રીતે જોતાં લાડબીબીની હવેલી આ વિસ્તારમાં હોવાની શકયતા વધારે જણાય છે.

આ લાડબીબી જે વિસ્તારમાં પોતાનો વાડો જમાવીને રહેતી હતી, તે વિસ્તાર ધીરે ધીરે લોકજીભે ઓળખવા લાગ્યો 'લાડબીબીનો વાડો' આ લાડબીબીનો વાડો કાળે કરીને બન્યો 'લાડવાડો'.

આ લાડવાડામાં દાખલ થતાં એક ગલી આવે છે. એને લોકો ઉઘાડપગાની ગલીના નામે ઓળખતા આવ્યા છે. જો કે આજની પેઢીને તો એ નામની પણ નહીં ખબર હોય. કારણ કે અત્યારે તો ભાગ્યે જ એને આવા વિચિત્ર નામથી ઓળખતા હશે.



લોકવાયકા તો એવી છે કે લાડબીબીના વાડામાં દાખલ થતાં પહેલાં સામાન્ય માણસોને એ ખાંચા બહારથી પોતાનાં પગરખાં કાઢી નાખવાં પડતાં અને ઉઘાડા પગે-ખુલ્લા પગે જ વાડામાં પ્રવેશ મળતો પરિણામે એ ગલીનું નામ પડી ગયું ઉઘાડપગાની ગલી. જો કે આ હકીકતને કોઈ ચોક્કસ સમર્થન મળતું નથી. બીજી એક વાત એવી પણ છે કે આ ગલીમાં રહેતા એક ધનાઢ્ય શેઠીયા પાસે લક્ષ્મી હોવા છતાં અરવણે પગે જ ફરતો એટલે લોકોએ એનું નામ પાડયું 'ઉઘાડપગો' અને એ જયાં રહેતો તે ગલી બની ગઈ ઉઘાડપગાની ગલી. ગમે તેમ હોય લોકજીભે જગ્યાના નામો પણ કેવા વિચિત્ર પડે છે.

આજે આ લાડબીબી નથી રહી...સુરેશ્વર દેસાઈએ એને વડોદરા છોડાવ્યું એ વડોદરાથી ભાગીને આખરે કપડવંજમાં ઠરીઠામ થઈ એની કબર આજે પણ કપડવંજના દરબારી ચોકમાં મોજુદ છે. વ્યક્તિ જાય છે પાછળ મૂકી જાય છે સારી માઠી નામના.



# ૧૭

## " કેદારેશ્વર "

એક હતો રાજા એને સાત રાણી... વાકયની શરૂઆત વાંચી રખે માની લેતા કે આ કોઈ બાળવાર્તાની શરૂઆત છે.

આ તો છે ઈ. સ. ૧૭૩૨થી ઈ. સ. ૧૭૬૮ સુધી વડોદરાની ગાદી ઉપર જીવનના ૩૬ વર્ષ સુધી સત્તા ભોગવી જનાર વડોદરાના મહારાજા દામાજીરાવ બીજાની વાત.

આ એ જ દામાજીરાવ ગાયકવાડ હતા કે જેમણે વડોદરાની મધ્યમાં આવેલ માંડવીની ઈમારતને નવો ઘાટ ને નવો આકાર આપ્યો હતો.

આ દામાજીરાવ ગાયકવાડે પાંચ પાંચ રાણીઓ સાથે વિધિસર લગ્ન કર્યા હતા અને બીજી ત્રણ રાણીઓ ખાંડા રાણીઓ હતી. આમ કુલ આઠ રાણીઓ એમના અંતઃપુરમાં હતી. આ હકીકત ઘણાં થોડાની જાણમાં હશે.

હવે તો પેલું વાકય તમને બરાબર લાગે છે ને ? કે એક હતો રાજા તેને સાત...સાત નહિ આઠ રાણી હતી અને એ રાજા તે વડોદરાના દામાજીરાવ ગાયકવાડ.

આઠ રાણીઓ અને સાત પુત્રોના બહોળા કુટુંબને કારણે દામાજીરાવ ગાયકવાડની પાછલી જીંદગીમાં ભારે કૌટુંબિક અશાંતિ ઊભી થયેલી એ હકીકત તો ઈતિહાસને પાને જાણીતી જ છે.

વડોદરાના મહારાજા આમ તો વડોદરાના મહારાજા કહેવાતા, પરંતુ ત્યારે એમની મૂળ ગાદી હજુ સોનગઢના કિલ્લામાં હતી.



મતલબ કે ગાયકવાડી ગાદી સોનગઢમાં અને દામાજીરાવના કુટુંબ કબીલો રહેતો હતો વડોદરામાં. જ્યારે પોતે વહીવટની સમતુલા જાળવવા માટે પાટણમાં રહેતા હતા.

આ કાળ ભારે કટોકટીનો હતો. દામાજીરાવ ગાયકવાડને દક્ષિણમાં છેક સોનગઢ – વ્યારાથી માંડીને ઉત્તરમાં છેક કાઠીઆવાડ સુધી પોતાના મુલ્કની તકેદારી રાખવી પડતી હતી. અને ત્યારેજ પેલું સૂત્ર અમલમાં આવ્યું હતું.

ગાયકવાડી અમલનો ધ્યાનમંત્ર હતો. 'જીનઘર-જીનતખ્ત' ઘોડા ઉપરનું જીન જ એમનું ઘર હતું અને એજ જીન એમનું તખ્ત હતું.

ઈતિહાસ પરથી મળી આવતાં દામાજીરાવની રાણીઓના નામ અનુક્રમે અનુબાઈ, કાશીબાઈ, ગંગાબાઈ, લક્ષ્મીબાઈ, અને બીજા ગંગાબાઈ હતાં. આ પાંચે રાણીઓ સાથે દામાજીરાવે વિધિસર લગ્નો કરેલાં.

જ્યારે સન ૧૭૩૦માં યુવાન દામાજીરાવ એમના પાલક પિતા પિલાજીરાવ સાથે કાઠીઆવાડની મુલકગીરીમાં ગયેલા ત્યારે લાઠીના લાખાજી ગોહિલની કુંવરી સાથે ખાંડૂ મોકલી લગ્ન કરેલાં. એના બદલામાં લાઠી નરેસે દામાજીરાવને પહેરામણીમાં કેટલાંક ગામો આપેલાં. એટલું જ નહિ, આ શુભ પ્રસંગની કાયમી યાદગીરી રૂપે લાઠીના એક 'છબડીયા' નામના ગામને દામનગર નામ આપ્યું. જે હાલ પણ એ જ નામે ઓળખાય છે.

એ પછી રાજપીપળા નરેશના એક કુંવરી ચંદ્રકુંવરબા અને કચ્છભૂજના જાડેજા રાજાના પુત્રી ધનકુંવરબા સાથે દામાજીરાવે ખાંડૂ મોકલીને લગ્નો કરેલાં આ હકીકતો ઈતિહાસને પાને નોંધાયેલી છે. આમ પાંચ વિધિસરની રાણીઓ અને ત્રણ ખાંડારાણી મળી કુલ આઠ રાણીઓ સાથે દામાજીરાવ ગાયકવાડ પરણેલા.

આમ એકથી વધુ લગ્નો પાછળ તે કાળમાં રાજકીય સંબંધો વધુ દૃઢ કરવાનો જ આશય રાખવામાં આવતો હતો. દામાજીરાવ ગાયકવાડના આ લગ્નોથી સમગ્ર ગુજરાતમાં દામાજીરાવની લાગવગ અને દૃઢતા વધી ગઈ હતી.

દામાજીરાવ ગાયકવાડ પછી વડોદરાની ગાદી ઉપર સત્તાની પકડ રાખી બેઠેલા ફતેસિંહરાવ મુતાલીક ફતેસિંહરાવ ઉર્ફે બાબા સાહેબે ચલણમાં મૂકેલા બાબાશાહી નાણાંથી ગુજરાત અને વડોદરાની પ્રજા પરિચિત છે. પરંતુ એ પહેલાં દામાજીરાવ ગાયકવાડે પોતાના નામથી વ્યવહારમાં મૂકેલ 'દામાશાહી' ચલણથી ભાગ્યે જ કોઈ પરિચિત હશે. પરંતુ એ એક હકીકત છે કે દામાજીરાવ ગાયકવાડે દેશી પદ્ધતિથી ટંકશાળ ઊભી કરી પોતાના નામનું નાણું પાડ્યું હતું. પરંતુ આ દામાશાહી નાણું ઝાઝો વખત ચલણમાં રહી શક્યું નહિ.'

દામાજીરાવ ગાયકવાડના મૃત્યુ પછી એ દામાશાહી સિક્કો લોકવ્યવહારમાથી નામશેષ બની ગયો.

ઈ. સ. ૧૭૫૨ની એ સાલ હતી. પેશ્વા અને દામાજીરાવ ગાયકવાડ વચ્ચે બનતી રાસ નહોતી. પરિણામે એક દિવસ લાગ જોઈને પેશ્વાએ દામાજીરાવને કેદ કર્યા. વાત એમ બની હતી કે ઈ. સ. ૧૭૪૯માં છત્રપતિ શાહુન. મૃત્યુ પછી એમના દત્તક પુત્ર રાજારામનો કારભાર શરૂ થયો. રાજારામને દત્તક લેવાની બાબતમાં પેશ્વા વિરૂદ્ધ હતા. પરિણામે પુનામાં બે પક્ષ પડયા અને ત્યારે દામાજીરાવે રાજારામની પડખે રહ્યા અને ઈ. સ. ૧૭૫૨માં સતારા જઈને પેશ્વા સામે વિગ્રહ આદર્યો.

ઈતિહાસમાં એ 'ગેંડાના માળ ઉપરનું યુદ્ધ' તરીકે જાણીતું



છે. પરંતુ અહિં દામાજીરાવ પેશ્વાના કપટનો ભોગ બન્યા અને કેદ પકડાયા. એક વર્ષ સુધી દામાજીરાવ પેશ્વાની કેદમાં રહ્યા.

આ મુદત દરમ્યાન દામાજીરાવના કારભારીઓ દેવાજી તાકપીર અને મહાદજી ગોવિંદ કાકીરડે વગેરેએ ભારે સાવધાની રાખીને કારોબાર ચલાવ્યો. એમણે કેદારજી ગાયકવાડ કે જે દામાજીરાવ ગાયકવાડના પિત્રાઈ થતા હતા. તેમને સત્તાના મુખ્ય પ્રતિનિધિ નિમિ વહીવટ ચલાવ્યો.

સમય ઘણો જ કટોકટીભર્યો હતો. દામાજીરાવની ગેરહાજરીમાં ગાયકવાડી સત્તાના પાયા ગુજરાતમાંથી ડગી જાય એમ લાગતું હતું પરંતુ એવા કપરા સંજોગોમાં કેદારજી ગાયકવાડે સત્તાનું સુકાન સંભાળી લીધું. કહોને કે ગુજરાતમાં ગાયકવાડી સત્તાને ટકાવી રાખવા કેદારજીએ અગત્યનો ફાળો આપ્યો હતો અને તે પણ કોઈ પણ પ્રકારના બદલાની આશા વિના. કેદારજીએ ધાર્યું હોત તો પોતે વડોદરાની ગાદી ઉપર બેસી શકત પરંતુ તેમ નહિ કરતાં એમણે દામાજીરાવના પ્રતિનિધિ તરીકે જ કામ કર્યું. અને વહીવટને યોગ્ય રીતે સંભાળી રાખ્યો. બાદમાં દામાજીરાવ પુનાથી પાછા ફરતાં પોતે નિવૃત્ત બની ગયા.

અત્યારના કીર્તિમંદિરના આંગણામાં એક વિશાળ શિવમંદિર આવેલું છે. એ મંદિર તે કેદારેશ્વરનું મંદિર. એ મંદિરનો સ્થાપક તે કેદારજી ગાયકવાડ.

જો કે વડોદરાના રાજ્યના ગેઝેટીયરમાં એક એવો પણ ઉલ્લેખ મળે છે કે ગોવિંદરાવ ગાયકવાડના માનમાં એમના પુત્ર સયાજીરાવે આ મંદિર બંધાવ્યું હતું. પરંતુ એમ હોય તો પછી મંદિરનું નામ કેદારેશ્વર કેવી રીતે પડ્યું હશે એ એક સવાલ છે.

ગમે તેમ હોય પરંતુ વડોદરાની ધરતી પર છેલ્લા બસો વર્ષથી

કાળના અનેક ઝપાટા સામે અણનમ ઊભું રહીને એ મંદિર આજે પણ કેદારજી ગાયકવાડના નામને અમર રાખી રહ્યું છે.

એ કેદારજી ગાયકવાડ કાળના ગર્ભમાં વિલિન થઈ ગયાં. ઈતિહાસના એક ખૂણે માત્ર ઉપરછલ્લો એમનો ઉલ્લેખ મળી રહે છે. પરંતુ ખરી કટોકટીની પળે એ માનવીને વડોદરાની ડુબતી નાવનું સુકાન સફળતાથી સંભાળ્યું હતું એ વાતની નોંધ લીધા વિના ચાલે એમ નથી એ કેદારજી ગાયકવાડની યાદ કેદારેશ્વર મહાદેવ સંઘરીને બેઠા છે.

અને પેલા દામાજીરાવ ગાયકવાડ પણ આજે તો નથી કે નથી રહ્યું એમનું પેલું દામાશાહી નાણું એ સિક્કો ભાગ્યે જ કોઈએ જોયો હશે, હા બનવા જોગ છે કે વડોદરાના સંગ્રહસ્થાનમાં એ જોવા મળી શકે...દામાજીની યાદ રહી ગઈ છે. કાઠીઆવાડની ધરતી ઉપર દામનગર ગામથી.

તા. ૧૮મી ઑગસ્ટ સન ૧૭૬૮ના રોજ પાટણમાં કંઈક કીમીયો શીખવા જતાં દામજીરાવ ગાયકવાડનું અવસાન થયું. લોકવાયકા કહે છે કે શત્રુઓના કાવત્રાના તેઓ ભોગ બન્યા. ગમે તેમ હોય દામજીરાવ ગાયકવાડને વડોદરાવાસીઓ કયાંથી ભુલી શકે? માંડવી એનું સંભારણું છે.



# ૧૮ "ભીતરનાં ભીંતચિત્રો"

લક્ષ્મી ! !

આ શબ્દમાં કેટકેટલું આકર્ષણ ભરેલું છે. કહેવાય છે કે લક્ષ્મી ચંચળ છે. અને આ કથનની સાબિતી આપતા કેટલાએ પ્રસંગો સંસારમાં બની ચૂકયા છે એટલે હકીકતમાં ખરેખર લક્ષ્મી ચંચળ સાબિત થઈ ચૂકી છે.

આમ છતાં પણ આ ચંચળ લક્ષ્મી ને હાથ કરવા માનવી કેટલા બધા પ્રયત્નો કરે છે.

બધાએ ગુણો લક્ષ્મીમાં સમાઈ જતા નજરે નિહાળીએ છીએ. અને એટલે જ માનવી માત્ર લક્ષ્મી માટે ઝંખતો રહ્યો છે, પરંતુ લક્ષ્મી કાંઈ બધાને સહજ સાધ્ય નથી. એને મેળવવા માટે પુરૂષાર્થ કરવો પડે છે. માત્ર એકલો પુરૂષાર્થ પણ કામ ન લાગે, સાથે પ્રારબ્ધ હોય તો પુરૂષાર્થ ફળે.

સતારા જીલ્લાના 'તામ્બવે' ગામના ગોપાળ નાઈક તામ્બેકર કે ગોપાળ જગન્નાથ તામ્બેકરને પ્રારબ્ધ વર્યું હતું.

એ પ્રારબ્ધી ગોપાળે પુરૂષાર્થ આદર્યો અને એક વેળાના સામાન્ય ગોપાળ ઉપર લક્ષ્મીદેવીની કૃપા થઈ.

તામ્બવે ગામનો સામાન્ય ગોપાળ પ્રારબ્ધ અને પુરૂષાર્થના બળે પુનામાં ગોપાળ શરાફ બન્યો.

ગોપાળ નાઈક તામ્બવેકર એટલે કાંઈ સામાન્ય ધીરધાર કરનારો શરાફ નહોતો.

એ કાળ એટલે કે ઈ. સ. ૧૭૬૮ પહેલાંનો કાળ. અને ત્યારે રાજ્યો રાજ્યો વચ્ચે વાતવાતમાં યુદ્ધો ખેલાઈ જતાં અને એ ખેલાતાં યુદ્ધો માટે વખતો વખત નાણાંની જરૂરત પડતી જ રહેતી. રાજ્યની તીજોરી રોજબરોજની નાણાં માંગ પૂરી કરી શકે નહીં અને ત્યારે જરૂરત પડે નાણાં નગરના શરાફો પાસેથી લેવાનો રીવાજ સામાન્ય બની ગયો હતો.

પુનામાં ત્યારે પેશ્વાઈ સત્તા પૂરા દમામથી ચાલે. પુનાની પેશ્વાઈ ગાદી ઉપર ત્યારે હતા સવાઈ માધવરાવ પેશ્વા. અને એ સવાઈ માધવરાવ પેશ્વાના શરાફ હતા આ ગોપાળ નાઈક તામ્બવેકર.

ગોપાળ તામ્બવેકર પેશ્વાને પણ નાણાં ધીરે ને જરૂર પડે પેશ્વાની સામે પડેલા માનવીને પણ નાણાં ધીરે.

અને ત્યારે વડોદરામાં દામાજી ગાયકવાડના મૃત્યુ પછી ગાદી માટે એમના પુત્રો વચ્ચે ઝઘડો ઊભો થયેલો.

પેશ્વાને જે નજરાણો વધુ આપે તેને ગાયકવાડની ગાદી મળે, એવો ત્યારે ઘાટ હતો.

એક તરફ ગોવિંદરાવ ગાયકવાડી તખ્તનો પાયો પકડીને ઉભેલા તો બીજી બાજુ સયાજીરાવ અને ફત્તેહસિંહરાવ ગાદીનો દાવો છોડવા તૈયાર નહોતા.

ગોવિંદરાવે પુના દોડી જઈને પૈસાના જોરે ગાયકવાડી તખ્તના વસ્ત્રો મેળવ્યા એની સામે ફત્તેસિંહરાવે પોતાના ભાઈ સયાજીરાવના નામે ખંડણીને નજરાણો ધરીને પેશ્વા પાસેથી સેના ખાસ ખેલ-શમશેર બહાદુરનું સ્થાન મેળવ્યું. પેશ્વા સાથેના એક કોલ કરારની રૂએ ગોવિંદરાવ પુનામાં જ અટકી પડયા. અને સયાજીરાવ વડોદરાની ગાદીએ બેઠા.





ગાદીએ બેઠા સયાજીરાવ ગાયકવાડ પરંતુ રાજ્યના સત્તાની લગામ હતી. ફત્તેસિંહરાવના હાથમાં આમ ગાદી એક અને વહીવટ ચાલે બેના નામનો.

આ પહેલા સયાજીરાવના વખતમાં પેશ્વાના શરાફ ગોપાળ નાઈક તામ્બવેકર વડોદરામાં આવ્યા. રાજા મહારાજાઓને નાણાં ધીરતા ધીરતા શરાફીના ધંધા કરતાં સત્તા પ્રાપ્તિમાં વધુ મહત્ત્વ એમને સમજાયું.

આપબળે અને બુદ્ધિએ એક વેળાનો શરાફ ગોપાળ તામ્બવેકર વડોદરાનો દિવાન બન્યો.

ચંચળ મનાતી લક્ષ્મીને ગોપાળ તામ્બવેકરે ઘડીભરને માટે પોતાની મુઠ્ઠીમાં સમાવી. અને છતાં પણ લક્ષ્મીની ચંચળતાનો ગુણ એ ભુલ્યો તો નહોતો જ ધન તો વાપર્યું જ સારું લક્ષ્મી આજે છે અને કાલે ન પણ હોય.

આવેલું ધન પેઢી કે ત્રણ પેઢી ટકે. આ બધી લોકવાણી પાછળ રહેલો માર્ગ ગોપાળ તામ્બવેકર ન સમજે એમ તો કેમ બને.

વડોદરા જેવા મોટા રાજ્યનો દિવાન બન્યા પછી એ ગોપાળ તામ્બવેકરે એક વિશાળ હવેલી બંધાવી.

એ હવેલી તે અત્યારે લોકજીભે જાણીતો બનેલો 'તાંબેનો વાડો'

તામ્બવેકરમાંથી તાંબેકર બન્યું અને લોકો ગોપાળ નાઈકને ગોપાળ તાંબેકર દિવાનના નામથી ઓળખવા લાગ્યા. વડોદરામાં રાવપુરા વિસ્તાર એટલે નગરીનો રાજમાર્ગનો વિસ્તાર. આ વિસ્તારમાં ગાયકવાડી સત્તાના મોટા આધાર સ્થંભો ગણાતા સરદારોના નિવાસો.

વડોદરાના વાડાઓ પાછળ સારો એવો ઈતિહાસ પડયો છે. આપણે એ વાડાઓના ઈતિહાસને વળી અન્ય કોઈ સમયે જોઈશું.

હાં...તો...એ રાવપુરના રાજકીય માર્ગમાંથી દાંડીયા બજારને જોડતો માર્ગ એટલે કે અત્યારની પહેલા નંબરની શાળા આગળનો રસ્તો... એ રસ્તામાં પ્રવેશીને સીતારામ બુવાનો વાડો વટાવી મીર બાકરઅલીના વાડા તરફ આગળ વધો ત્યાં માર્ગમાં જ આ તાંબેનો વાડો આવે.

એ ઈમારતને વાડો કહેવા કરતાં કોક રાજઘરાણાની હવેલી કહેવાનું જ મન થઈ જાય એવી એ વિશાળ હવેલી છે આ હવેલીના આંગણામાં 'રક્ષીત ઈમારત'નું ભુરું બોર્ડ જોતાં જ તમારી નજર ઈમારત તરફ ખેંચાય.

એ ઈમારત એ તોતીંગ હવેલી તે વડોદરાના એક વેળાના દિવાન ગોપાળ નાઈક તામ્બ્વેકરની હવેલી. વડોદરાના અન્ય સરદારોના વાડાની બાંધણીથી આ હવેલીની બાંધણી કંઈક અલગ પડી જાય છે. બહારથી જોતાંએ હવેલી માત્ર કોઈ ધનવાન માનવીના રહેઠાણની છાપ ઊભી કરે એમાં બીજી કોઈ નવીનતા ન જણાય.

ત્યારે આપણને સ્હેજે આશ્ચર્ય થાય કે આમ તો વડોદરામાં હવેલીઓને વાડાઓનો તોટો નથી બીજી કોઈ હવેલી કે વાડાને રક્ષીત વિસ્તાર જાહેર નહીં કરતા માત્ર તામ્બ્વેકર દિવાનની હવેલીને રક્ષણ શા માટે અપાયું હશે ?

સવાલ સ્વાભાવિક છે, અને એ સવાલ પાછળ માનવીની કુતુહલવૃત્તિ સજાગ બને એમ છે.

પરંતુ હવેલીનું રક્ષણ કરાયું છે એ હવેલીની અંદરના ભીંતચિત્રોને કારણે.

અહીં વળી પાછો સવાલ થાય છે. દિવાનજીની હવેલી અને તેમાં વળી ભિંતચિત્રો ! ! રાજકાજ અને પૈસાની લેવડદેવડમાં પડેલો



માનવી મોટો વિશાળ મહાલય બંધાવે એ બનવા જોગ છે. બને જ. પરંતુ એવા માનવીને વળી ચિત્રો કળા કારીગરી સાથે શું સંબંધ?

માનવીના મનને કોણ ઓળખી શક્યું છે ? અને એ મનમાં ઊભી થતી રૂચી–અરૂચી કોણ પારખી શકાયું છે ? અઢળક સંપત્તિ વચ્ચે આળોટતો માનવી કલાકાર કે કલા પારખું ન જ હોઈ શકે એમ કાંઈ થોડું છે ? જેમ લક્ષ્મી કોઈ એકની નથી હોતી તેમ કલા અને વિદ્યા પણ કોઈ એકનો ઈજારો થોડો છે ?

બસો વર્ષ પહેલાં બંધાએલી આ હવેલીના ખંડો ભીંતચિત્રોથી સભરેભર્યા છે એ વાતની પ્રતિતિતો આપણે હવેલીમાં પ્રવેશીને જોઈએ ત્યારે જ ખબર પડે.

હવેલીના ઉપરના બેઠક ખંડમાં દોરાએલા ચિત્રોને જોતાં મનને વળી બીજો સવાલ પેદા થાય છે શું આ ચિત્રો હવેલી બંધાઈ હશે ત્યારે જ આલેખાયા હશે ?

આ સવાલનો જવાબ તો કોઇ સંશોધક જ આપી શકે. (ચિત્રોમાં આલેખાએલી યુરોપીય સંસ્કૃતિ અને વ્યવહારને જોતાં સ્હેજે લાગે કે એ ચિત્રો ગોપાળ નાઈક તામ્બ્વેકરના જમાનામાં તો નહીંજ આલેખાયાં હોય.)

બનવા જોગ છે કે ગોપાળ તાંબેકર પછી છેક ગણપતરાવ ગાયકવાડના યુગમાં થઈ ગયેલા દિવાન ભાઉ તામ્બ્વેકરના જમાનામાં આ ચિત્રો પાછળથી આલેખવામાં આવ્યા હોય.

આમ માનવા પાછળનું એક સબળ કારણ એ છે કે પુનાથી આવેલા ગોપાળ તામ્બ્વેકરનો જમાનો એવો હતો કે જ્યારે અંગ્રેજોને આપણે દુશ્મનની નજર જોતા હતા.

અને બીજી એક વાત કે જે ઘણા થોડાની જાણમાં છે. ડાકોર એ ગુજરાતની પ્રજાનું તીર્થધામ દ્વારકાના રણછોડરાયની

પ્રતિમાથી પ્રસિદ્ધ બનેલું ડાકોર, એ ડાકોરમાં દ્વારકાના રણછોડરાય બિરાજે. ભક્ત બોડાણા એમને લઈ આવેલો. કથા જાણીતી છે પરંતુ રણછોડરાય માટે ત્યારે મંદિર બંધાએલું નહીં મંદિર બાંધવાનું બોડાણાનું ગજુ પણ નહીં એ રણછોડરાયની પ્રતિષ્ઠા કરવા ગુજરાતના મોગલ સુબા અભયસિંહના એક નાયબ રતનસિંહ ભંડારી એ ડાકોરમાં મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે એ પછી વડોદરાના દિવાન ગોપાળ નાયક તામ્બવેકરે અત્યારનું વિશાળ મંદિર બંધાવ્યું એમ ડાકોરનો ઈતિહાસ કહે છે.

ડાકોરનું મંદિર બંધાવનાર ગોપાળ તામ્બવેકર તેમ તેજ આ આપણી હવેલીનો માલિક એટલે ચિત્રોને જોતાં વાતનો મેળ બેસતો નથી ગમે તેમ હોય પરંતુ 'તાંબેનો વાડો' એના 'ભિંતચિત્રો'થી ખૂબ જ જાણીતો છે.

કાળ વહી ગયો. આજે તો એ ગોપાળ તામ્બવેકર દિવાન પણ નથી કે નથી પેલાં ભિંત ચિત્રો આલેખાવનાર એનો ભાંઉ તાંબેકર જેવાં કોઈ માનવી. કાળના આક્રમણ સામે વર્ષોથી ઝીંક ઝીલતી એ હવેલી એના ભૂતકાળના ગૌરવ અને ગર્વને સંઘરીને આજે પણ ઉભી છે એક કાળે એના આંગણે રાજા મહારાજાના હાથીઓ ઝૂલતા હશે. આરબ બેરખોના મોવડીઓની અહીં કુરની સો થતી હશે... હવેલીનો ખૂણે ખૂણો માનવીઓથી ભરેલો હશે. રાજના કંઈક લાખ કામે સેંકડો માણસો એના વિશાળ દરવાજામાંથી પ્રવેશતાં હશે...ગઈકાલ હા... એની... ગઈકાલ ઉજળી હતી અને... આજે હવેલીના ખંડેખંડમાં નિઃશબ્તા નરી ઉદાસીનતા છવાયેલી નજરે પડે છે. અને ત્યારે એનાં દિવાન ખંડમાં આલેખાયેલાં પેલાં ભિંત ચિત્રો મૂકસાક્ષી જેવા... ભિંતચિત્રો ગઈકાલ અને આજ વચ્ચે ઉનાં નિશાશા જ નાંખતા હશે ને ?



# ૧૯ "ફત્તેપુરા"

કાળ કોઈનો થોભાવ્યો થોભતો નથી. નિયંત્રીત ગતિમાં જ પ્રગતિ અને ચેતન છે. સાચું જીવન છે. એ સત્ય કાળ ભગવાન માનવીને વારંવાર કહી જાય છે.

કાળને કાળબળને ઓળખી જીવી જનાર પુરૂષ – પુરૂષોત્તમ ગણાય છે. ઈતિહાસ એની સાક્ષી પૂરે છે.

વડોદરાની ગાદી પર કાળને પીછાણી જીવી જનારા મોટા ભાગના રાજવીઓમાં પહેલા ફત્તેસિંહરાવ અને બીજા ફત્તેસિંહરાવના નામનો પણ સમાવેશ થાય છે.

ઘણાને કદાચ એ વાતની ખબર નહીં હોય પરંતુ વડોદરાની ગાદી ઉપર થોડાક સમય માટે બબ્બે રાજવીઓની આણ ફરતી હતી. પહેલા સયાજીરાવના સમયમાં ફત્તેસિંહરાવ પહેલા અને આનંદરાવ ગાયકવાડના સમયમાં ફત્તેસિંહરાવ બીજા વડોદરાનો રાજવહીવટ સંભાળતા હતા. આ બે ફત્તેસિંહરાવના નામની એકતાને કારણે ઘણી ઘણી વાતો એક બીજાના નામે ચઢી જાય છે. બાકી હકીકતમાં પહેલાં ફત્તેસિંહરાવ તે બાવા સાહેબ કે બાબાસાહેબ અને એ બાબા સાહેબે પાડેલું નાણું તે બાબાશાહી – બાવાશાહી નાણું.

પહેલા ફત્તેસિંહરાવનો સમય કાળ ઈ. સ. ૧૭૭૮ થી ૧૭૯૦ દરમ્યાનનો જ્યારે બીજા ફત્તેસિંહરાવનો વહીવટી સમય ઈ સ. ૧૮૦૦ થી ૧૮૧૮.

આપણે ફત્તેસિંહરાવ પહેલાનો સમયકાળ જોઈ ગયા છીએ. એ

ફત્તેસિંહરાવે અત્યારની ઘડીઆળીપોળમાં પોતાની હવેલી બાંધીને હવેલીના વિશાળ આંગણામાં ટંકશાળ નાંખી અને સયાજીરાવ પહેલાના સમયમાં થોડોક સમય ગાદીએ પણ બેઠા.)

જ્યારે બીજા ફત્તેસિંહરાવ ગાદી ઉપર બેઠા નહોતા. પરંતુ રાજ્યનો તમામ વહીવટ એમના હુકમથી જ ચાલતો હતો. એ હતા આનંદરાવ ગાયકવાડના મુતાલીક.

આનંદરાવ ગાયકવાડનો અમલ એટલે ગાયકવાડી સત્તા માટે કટોકટીનો સમય. આનંદરાવના સમયમાં એવી પરિસ્થિતિ ઉભી થઇ હતી કે ઘડીભર માટે બધાને લાગતું કે ગુજરાતમાંથી ગાયકવાડી સત્તા હવે નામશેષ બની જશે.

અને ત્યારે એવી કટોકટીમાં ફત્તેસિંહરાવ બીજાએ ગાયકવાડી અમલને વડોદરામાં ટકાવી રાખ્યો હતો.

આનંદરાવ ગાયકવાડ એટલે ઐશઆરામ અને વ્યસનોની પ્રતિમૂર્તિ, રાજ્યમાં ભાડુતી આરબ બેરખોનો જોહુકમી અમલ. ખૂદ આનંદરાવ ગાયકવાડ એમના હાથમાં રમકડાં બની ચૂકેલા. વખત આવે પૈસા મેળવવા આ આરબો ખુદ રાજવીને પણ નજરબંદીમાં મૂકી દેતા એવું એમનું જોર હતું.

આ કટોકટીના સમયમાં રાજ્યનું નાવ સલામત રીતે પાર ઉતારનાર તરીકે વડોદરાના ઈતિહાસમાં બે નામ જડી આવે છે. એક હતા આનંદરાવ ગાયકવાડના મુખ્ય દિવાન રાવજી આપાજી કે જેમના નામ ઉપરથી આજનો રાવપુરા વિસ્તાર ઓળખાય છે અને બીજા હતા ફત્તેસિંહરાવ ગાયકવાડ. આનંદરાવ ગાયકવાડના નાના ભાઈ.

ઈ. સ. ૧૮૦૩ માં દિવાન રાવજી આપાજીનું મૃત્યુ થયું. ત્યાં સુધી તો ફત્તેસિંહરાવનું નામ ઈતિહાસને પાને માત્ર આનંદરાવના નાના ભાઈ તરીકે જ નોંધ પામ્યું છે. અને ત્યારે વડોદરાની



પ્રજા પણ આ બાહોશ માનવીને ઓળખતી નથી. અને ઓળખે પણ ક્યાંથી ? કારણ કે માત્ર ઓગણીસ જ વર્ષના ફત્તેસિંહરાવ તે વળા પુનામાં હોલ્કરના પઠાણો અને પિંઢારા લશ્કરની નજરબંદીમાં હતાં. હોલકરે આમ તો ફત્તેસિંહરાવના પક્ષકાર હોવાનો ડોળ કર્યો હતો. હકીકતમાં એમની સ્થિતિ હોલકરના કેદી જેવી હતી. લાગ મળતા હોલકરના આ પરદેશી લશ્કરને રૂપિયા પચાસ હજાર જેટલી રકમ આપવાની નક્કી કરીને ચાણક્ય ફત્તેસિંહરાવ એમના બંધનમાંથી છટક્યા અને સીધા વડોદરા આવ્યા.

આપણને કદાચ આશ્ચર્ય થશે પરંતુ એ કાળે આ પરદેશી આરબ બેરખોનું દેશમાં એટલું બધું જોર હતું કે ભલભલા ચમરબંધી એમની પાસે ઝુકી પડતા.

નાનાં ફડનવીસ કે જે તે કાળે મરાઠી સત્તાનો આધાર-સ્થંભ ગણાતો. નાનાના નામથી માથાભારે માનવીઓ ધ્રુજી ઊઠતાં. એ નાના ફડનવીસ ને પણ આ આપખુદ આરબ સૈનિકોએ નહિં છોડેલો. બેશક જીવતા નાના સામે આંગળી ચિંધવાની એમની તાકાત નહોતી પરંતુ નાના ફડનવીસના મૃતદેહને કબ્જો કરીને જીંદગીભરનું એમણે વેર વાળેલું.

ઈતિહાસના પાને નોંધાયેલો આ કરૂણ પ્રસંગ એવો છે કે નાના ફડનવીસ જ્યારે સત્તા ઉપર હતો ત્યારે પેશ્વા સામેના સ્વ-બચાવ માટે નાના પોતાની આરબ બેરખ રાખતો હતો. પાછલા વર્ષોમાં બાજીરાવ બીજાએ જ્યારે નાનાને કેદ કરીને પાછળથી મુક્ત કરેલો તે સમયે આ આરબ બેરખનો પગાર ચઢી ગયેલો:

૧૮૦૦માં નાના ફડનવીસ મૃત્યુ પામ્યો. હવે સવાલ એ ઊભો થયો કે આરબ બેરખોનો પગાર કોણ ચૂકવે ? એ બાકી રકમ વસુલ કરવા આરબ સિપાઈઓએ નાનાના મૃતદેહનો કબ્જો લીધેલો. અને ત્યારે વડોદરાના હરિભક્તિએ મિત્રઋણ અદા કરવા એ રકમ આપીને નાનાના મૃતદેહને મુક્ત કરેલો.

એ આરબોએ આનંદરાવ ગાયકવાડને પણ એક વેળા કેદ કરેલા ને પગારની રકમ મેળવેલી.

પુનાથી પાછા ફરેલા ફત્તેસિંહરાવ ૧૮૦૩માં વડોદરાની ગાદીના મુતાલીક વહીવટકર્તા નિમાયા અને આ યુવાન માનવીએ વડોદરાની ડગમગતી ગાદી સ્થિર કરવા ભગીરથ પ્રયત્નો કર્યા. પરંતુ કાળની ગતિ ન્યારી છે. માત્ર છવ્વીસ જ વર્ષની યુવાન વયે આ મુત્સદ્દી માનવી મૃત્યુ પામ્યા.

એ ફત્તેસિંહરાવનું નામ ઈતિહાસને પાને તો નોંધાયું છે. પરંતુ વડોદરાની ધરતીએ પણ એ નામને સંઘર્યું છે. એ ફત્તેસિંહરાવના નામની યાદ આપતું ફતેપુરા આજે પણ મોજુદ છે.

ફત્તેસિંહરાવના નામથી ફતેપુરા વસ્યું પણ કોટની બહારના ભાગમાં રહેવા કોણ જાય એ એક સવાલ ઊભો થયો. ચાંપાનેર દરવાજા બહારે પશ્ચિમ બાજુએ હાલ જે મકાનમાં શાળા છે. એ મકાન તે આ બીજા ફત્તેસિંહરાવનું નિવાસ સ્થાન અને એટલે એ વિસ્તાર ઓળખાયો ફતેપુરાના નામે

આ વિસ્તારમાં વસ્તીનો વધુ વસવાટ થાય એ માટે એ કાળે એક એવો હુકમ બહાર પાડવામાં આવ્યો હતો કે કોઇ પણ દેવાદાર માણસ જો આ વિસ્તારમાં આવીને આશરો લે તો પછી લેણદાર એ માણસ પાસેથી બાકી લેણું વસુલ કરી શકે નહિં. ટૂંકમાં દેવાળિયા માણસો માટે આ ફતેપુરાનો વિસ્તાર આશ્રયસ્થાન જેવો થઇ પડયો અને એટલે જ સન ૧૮૪૯ દરમ્યાન રચાયેલો એક ગુજરાતી ગરબામાં ફત્તેપુરાનો ઉલ્લેખ કરતાં કવિએ કહ્યું છે કે

ફોગટીયા બહુ ફતેપુરામાં
દેવાળિયાનું ઠેકાણું રે...

એ ફત્તેસિંહરાવ તો કાળને આધિન થઈ ગયા. પરંતુ એમની યાદ આપતું ફતેપુરા વડોદરાની ધરતી ઉપર આજે પણ મોજુદ છે.

## ૨૦ "ઘડિયાળી પોળ"

સંધ્યાની ઝાલરી વડોદરાનાં દેવમંદિરોમાં રણઝણી ઊઠી અને કાળ પુરૂષે કાળની નોબત ઉપર ઘા કર્યો ને વડોદરાની ધરતી ઉપરથી મુસ્લિમ અમલનો અંત આવ્યો.

એ આખોએ ઈતિહાસ ઘણો લાંબો છે. તેમ છતાં પણ કાળના ચોપડે ઘણી વાતો ઘણી ઝડપથી આલેખાતી આવી છે. એમ જ બન્યું છે. વડોદરાના મરાઠી યુગના ઈતિહાસમાં વડોદરાની ધરતી ઉપર પ્રથમપગ મૂકનાર પીલાજીરાવ ગાયકવાડ ડાકોરમાં દગાનો ભોગ બન્યા. અને એમના મૃતદેહને સાવલી ગામની ભાગોળે અવલ મંજીલે પહોંચાડાયો. એના પછી ગાયકવાડી સત્તાનો દોર દામાજીરાવના હાથમાં આવ્યો.

પીલાજીરાવ અને દામાજીરાવના અમલ દરમ્યાન વડોદરાને ગાયકવાડી સત્તાની રાજધાની બનવાનું ગૌરવ પ્રાપ્ત થયું નહોતું. ગાયકવાડની સત્તાએ પ્રથમ સોનગઢમાં અને તે પછી પાટણને પોતાની સત્તાનું કેન્દ્ર બનાવ્યું હતું.

મોગલ પ્રતિનિધિ અને પેશ્વા તેમજ ગાયકવાડો વચ્ચે ચાલતા ગજગ્રાહને લક્ષમાં લઈને પાછળથી વડોદરાને જ પોતાનું પાટનગર બનાવવામાં આવ્યું. વડોદરાના ભાગ્યનો ઉદય થયો. ઈતિહાસને પાને વડોદરા એક આગવું સ્થાન મેળવી ગયું.

અને ત્યારે વડોદરાની ગાદી ઉપર સેના ખાસ ખેલ સમશેર બહાદુર સયાજીરાવ ગાયકવાડ પહેલાની આણ હતી.

આ સયાજીરાવ પહેલાના સમયની આ વાત છે.

ઈ. સ. ૧૭૭૧માં સયાજીરાવ પહેલાને ગાયકવાડી ગાદીનાં વસ્ત્રો મળ્યા. પરંતુ રાજકારોબાર ચલાવવા જેટલી પહોંચ કે શક્તિ આ માનવીમાં નહોતી. એના કારણે સયાજીરાવના એક ભાઈ ફતેસિંહરાવ ગાદીના મુતાલીક બન્યા ને રાજકારોબાર એમની સીધી દેખરેખ હેઠળ ચાલવા માંડયો.

એ ફતેસિંહરાવ ગાયકવાડ કે જે લોકજીભે ફતેસિંહરાવ બાવા કે બાબાના નામથી ઓળખાતા આ ફતેસિંહરાવ બાવા સાહેબ કે બાબા સાહેબ શરૂઆતના વર્ષોમાં મુતાલીક તરીકે સત્તા ભોગવતા હતા. પરંતુ પાછળથી ઈ. સ. ૧૭૭૮માં એ વડોદરાની ગાદી ઉપર સત્તાવાર રીતે બેઠેલા.

એક તરફ સયાજીરાવ પહેલા જીવતા હતા. એટલે એ પણ વડોદરાના મહારાજા ગણાતા, આમ વડોદરાની એક ગાદી ઉપર બે રાજાનો ત્યારે અમલ હતો. આ ફતેસિંહરાવ બાબાએ પોતાને રહેવા માટે સ્વતંત્ર વાડો બાંધ્યો.

ઘણાં થોડા માણસને ખબર હશે કે અત્યારના વડોદરામાં ઘડીયાળીપોળમાં આવેલી સયાજી હાઈસ્કૂલનું દરવાજા–કમાન કમાનવાળું મકાન તે ફતેસિંહરાવ બાબાનો એક વેળાનો મહેલ હતો...મહેલ તો શેનો ? એક રીતે કહીએ તો એક વેળાની એ રાજહવેલી હતી.

એ કાળની આ વિશાળ રાજહવેલીના આંગણામાં ત્યારે ચોવીસે કલાક ખડો પહેરો રહેતો હશે...ગામના અને પરગામના મુત્સદીઓ લાખ વાંધા–વચકાની પતાવટો માટે આ હવેલીના આંગણામાં દહાડો ઉગેને આવતા હશે.

આ ફતેસિંહરાવે રાજના કાંઈક કામો માટે પડોશના વિસ્તારો



ઉપર કરેલાં આક્રમણોની મસલતો અને હુકમો આજ હવેલીના વિશાળ ખંડમાંથી અપાયા હશે.

પડોશમાં જ ડભોઈના કિલ્લામાં પડેલી પેશ્વાની ફોજથી સતત જાગ રહેતા ફતેસિંહરાવ બાબાએ કંઈક કેટલીએ રાત્રીઓ અજંપામાં આજ રાજહવેલીની વિશાળ અગાસીમાં આંટા મારીને પસાર કરી હશે

ઘડીયાળી પોળમાં આવેલી એ રાજહવેલીના પથ્થરોને દિવાલોને જો વાચા હોત તો એ હવેલીમાં થયેલી કંઈક કેટલાએ વાટાઘાટોને પ્રસંગોની વાત ભાવિ પેઢીને જાણવા મળત. પરંતુ ઘણીઘણી વાતોથી છલકતા એ અબોલ અવશેષો આપણને એના ભૂતકાળની ગૌરવભરી વાતોનો માત્ર સંકેતજ કરીને મૌન બેઠા હોય છે. એ મૌન ઘેરૂ મૌન ઘણું બધું કહી જાય છે.

આ રાજહવેલી તો ફતેસિંહરાવ બાબા જ્યારે મુતાલિક હતા. ત્યારે બંધાવેલી. પાછળથી સત્તાવાર રીતે ગાદીએ આવવા છતાં બાબા સાહેબ એ હવેલીમાં જ રહેલા એમ ઇતિહાસ કહે છે.

અહીં સવાલ એ થાય છે કે તો પછી એ આખાયે વિસ્તારનું નામ ઘડીયાળી પોળ શાથી પડયું ?

સવાલ વ્યાજબી છે. કોઈને પણ પૂછવાનું મન થાય એવો સવાલ છે. કારણ કે જ્યાં એક કાળે મુત્સદી ફતેસિંહરાવ ગાયકવાડ રહેતા એ વિસ્તાર એમના નામથી ઓળખાવાને બદલે ઘડીયાળી પોળ વચ્ચે કયાંથી આવ્યું ?

એને માટે એમ કહેવાય છે કે ફતેસિંહરાવ બાબાએ સમયની ગતી જાણવા માટે પોતાની હવેલીમાં ઘડિયાળ ગોઠવેલું અને એમાંથી સમય જાણીને હવેલીના જાગતો ચોકીદારો કાંસાની તોતીંગ ઘડીયાળ

(થાળી) ઉપર ટકોરા મારતા. પ્રજાને એનાથી સમય સમયની જાણ થતી રહેતી.

આને પરિણામે સમયની જાણ કરતી ઘડીયાળ અમર બની ગઈ. ફતેસિંહરાવ બાબા અને એમની હવેલીને બદલે લોકજીભે ઘડીયાળવાળી પોળ, ઘડીયાળી પોળ જાણીતી બની.

વડોદરાની અન્ય પોળો ને શેરીઓની સરખામણીમાં ઘડીયાળી પોળનું મહત્ત્વ અને વ્યવહાર આગવા છે. વિશાળ પોળ અને તેમાં પરાંને શેરીઓ. એ શેરીઓના પરાંની વાત. વળી બીજી કોઈક વેળા કરીશું. આ ફતેસિંહરાવ બાબા ઈતિહાસને પાને પહેલા ફતેસિંહરાવના નામથી જાણીતા છે. ઈ સ ૧૭૭૮નો સાલના એ અરસામાં પુનામાં અનેક ખટપટો તો ચાલુ જ હતી. સયાજીરાવ ગાયકવાડ ગાદી ઉપર ખરા...લોકોની નજરે એ વડોદરાની ગાદીના માલિક એ વાત પણ ખરી. પરંતુ જ્યાં રાજકાજની વાત આવે ત્યાં એમને કાંઈ સૂઝ પડે નહિ. એ બધી વાતોના જાણકાર ફતેસિંહરાવ. નાના ફડનવીસે એક વેળા ગાયકવાડની ગાદી ખાલસા કરીને પેશ્વાના તાબામાં લેવાનો પણ વિચાર કરેલો. પરંતુ મુત્સદી ફતેસિંહરાવ એ બધી એ ખટપટોને પાર પામી ગયા. અને છેલટે એ સત્તાવાર રીતે વડોદરાની ગાદી ઉપર બેઠા.એ સાલ તે ઈ. સ. ૧૭૭૮ની સયાજીરાવ ગાયકવાડ તો એ પછી ૧૭૯૭માં મૃત્યુ પામ્યા. આ ફતેસિંહરાવ બાબાને વળી વિચાર થયો. પોતાનું નાણું બહાર પાડવાનો. આમ તો આ પહેલાં દામાજીરાવ ગાયકવાડે પણ પોતાના સિક્કા બહાર પાડેલાં. પરંતુ એ સિક્કા પાડવાનું કામ તો બહારથી થયેલું.

ભલા ! ગાયકવાડ સરકાર પોતાના સિક્કા બહાર પાડે અને એ સિક્કા પાડવા માટે પોતાના રાજ્યમાં ટંકશાળ ન હોય એ તો કેમ ચાલે ?



ફતેસિંહરાવ બાબાએ નિર્ણય કરી લીધો...વડોદરામાં ટંકશાળ થશે જ. અને એમણે પોતાની રાજહવેલીના આંગણામાંજ એક વિશાળ જગ્યામાં ટંકશાળ ઊભી કરાવી દીધી.

અત્યારે જ્યાં સયાજી હાઈસ્કૂલ ચાલુ છે એટલે કે છોકરાઓની જ્યાં શાળા છે એ જ મકાન તે ફતેસિંહરાવ ગાયકવાડની ટંકશાળ, ગઈ પચ્ચીસી સુધી એ ટંકશાળના અવશેષો ત્યાં જોવા મળતા હતા ત્રાંબાના સિક્કાને તૈયાર કરવા માટે ત્રાંબુ ગાળવાના ભઠ્ઠાને પાણીના કુંડો તો ઘણાએ નજરે જોયેલા છે.

કાળ કેવા વારાફેરા લે છે ?

એક કાળે એ ઈમારતમાંથી વડોદરા રાજ્યના સિક્કા બહાર પડતા હતા. અને ત્યાંથી બહાર પડતા સિક્કા લોકોમાં ફતેસિંહરાવ બાવાના નામથી 'બાવાશાહી' સિક્કા તરીકે જાણીતા બન્યા. બાવાશાહીમાંથી બન્યા બાબાશાહી...

લોકોએ બાબાશાહીને કલદાર વચ્ચે ભેદ પાડયા. અને લોકોમાં જેનું મૂલ્ય ઓછું હોય એવા માનવીને પણ 'બાબાશાહી'નું બિરૂદ અપાતું.

એક કાળે જ્યાંથી બાબાશાહી સિક્કા બહાર પડતા હતા. એજ સ્થાન અને એજ ઈમારતમાંથી આજે વડોદરાને ગૌરવ અપાવતી શાળામાંથી કલદાર વિદ્યાર્થીઓ બહાર પડે છે. સમયની ગતીજ ન્યારી છે.

આજે તો એ ફતેસિંહરાવ બાબા નથી...એમની રાજહવેલીનાં દોરદમામ પણ નથી રહ્યા. એ હવેલીના રૂપરંગમાં પણ ફેરફારો થતા જ રહે છે. અને પેલી ટંકશાળને પણ લોકો ભુલવા માંડયા છે.

આજની અને આવતી કાલની પેઢી વડોદરાની આ મહત્ત્વની ઈમારતોને અને એ ઈમારતમાં રહી ચૂકેલાં માનવીઓને પણ ભુલી જશે. ગઈ કાલ ભુલાવા માટે જ જાણે કે સરજાઈ ન હોય !

ફતેસિંહરાવ બાબા એમની રાજહવેલીના એક ગોઝારા દાદરેથી પડી જતાં એમનું મૃત્યું થયું. ઈ. સ. ૧૭૯૦માં.

આ બધી સાલ સંવતનો તમે તાળો મેળવશો તો ખબર પડશે કે લગભગ બસો વર્ષ પહેલાંની આ ઈમારતો છે. બસો વર્ષ કેટલો બધો કાળ વહી ગયો ? અને છતાં પણ એ રાજહવેલીનો એક કાંકરો પણ હજુ ખર્યો નથી પરંતુ...બસ્સો વર્ષથી ઉભેલી એ અણનમ ઈમારતનાં તેજ અને હિર આજે નથી રહ્યાં. એનું ગૌરવ મુરઝાઇને જાણે કે ચીમળાઈ ચૂક્યું છે.

એ ફતેસિંહરાવ ગયા...બાબાશાહી ચલણ આજે તો કોઈની જાણમાં પણ નથી રહ્યું. આજની પેઢીએ ભાગ્યે જ એ બાબાંશાહી પૈસા જોયા હશે...એની ટંકશાળ પણ નથી રહી...ત્રાંબું ગાળતી ભઠીઓ અને પાણીના કુંડો પૂરાઈ ચુકયાં છે જે દરવાજાની કમાનમાં એક વેળા હાથીઓ પસાર થતા હશે ત્યાં આજે તો અનાથોને આશરો મળી રહ્યો છે. બધુએ કાળના અંધારા ખૂણામાં ખોવાઈ ગયું...ભુતકાળની વાતો કહેવા એ ઈમારતો હજુ રહી છે આપણે માટે ગૌરવની વાત જ ગણાય ને ?

# ૨૧ શાસ્ત્રીની પોળ

વડોદરામાં રાવપુરા અને આનંદપુરાની વચ્ચે શાસ્ત્રીની પોળ આવેલી છે.

શાસ્ત્રીની પોળ વડોદરાવાસીઓથી ભાગ્યે જ અજાણી હશે. આજે તો એ પોળ જોનારને નિસ્તેજ લાગે. પરંતુ દોઢ સદી પહેલાં એ પોળનો મીજાજ કંઈક ઓર હતો. પોળ અને પોળવાસીઓનો મોભો ને મરતબો પાંચ માણસમાં માગ મૂકાવે તેવો હતો.

એવી હતી એ શાસ્ત્રીની પોળ. ને શાસ્ત્રીની પોળ જે વ્યક્તિથી ઓળખાઈ રહી છે. એ વ્યક્તિ હતી વડોદરાના મહારાજા આનંદરાવ ગાયકવાડના દિવાન ગંગાધર શાસ્ત્રી પટવર્ધન.

વડોદરાની ધરતી ઉપર ગાયકવાડી સત્તાનો અઢીસો વર્ષનો કારભાર અને એ અઢીસો વર્ષના ગાળામાં ખૂબીની વાત તો એ છે કે અર્ધો અર્ધ વર્ષો દરમ્યાન એક પછી એક ભાઈઓજ ગાદીએ આવ્યા છે. પીલાજીરાવ પછી દામાજીરાવ અને દામાજીરાવ પછી એમના પુત્ર સયાજીરાવ ગાદીએ આવ્યા એ પછીનો અમલ ફત્તેસિંહરાવ, માનાજીરાવ અને ગોવિંદરાવ એ ચારે ભાઈઓએ બજાવ્યો.

એમના પછી આનંદરાવ અને સયાજીરાવ બીજા એ પણ બંને ભાઈઓ વડોદરાની ગાદીએ બેઠા.

એમના પછી આવ્યા ગણપતરાવ, ખંડેરાવ અને મલ્હારરાવ આ ત્રણે રાજવીઓ પણ સગા ભાઈઓજ હતા.

ટૂંકમાં કહીએતો ગાયકવાડી અમલની દોઢસદી ભાઇઓએજભોગવી.

એમાંથી આનંદરાવ ગાયકવાડ કે જેમના નામથી અત્યારનું આનંદપરા વસ્યું. એમનો અમલ ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૧૯ સુધી રહ્યો. દરમ્યાનમાં પાંચ પાંચ દિવાનો બદલાયા.

આ પાંચ દિવાનોમાંથી ચોથા દિવાન તે આપણા ગંગાધર શાસ્ત્રી પટવર્ધન. આ ગંગાધર શાસ્ત્રીનો વાડો અત્યારની શાસ્ત્રીની પોળમાં આવેલો હતો. જેના જીર્ણ અવશેષો અત્યારે પણ મોજુદ છે.

ઈ. સ. ૧૮૧૨માં વડોદરાના રેસિડેન્ટની ભલામણથી ગંગાધર શાસ્ત્રીની નિમણૂંક વડોદરાના દિવાનપદે કરવામાં આવી.

ગંગાધર શાસ્ત્રીએ વડોદરાની દિવાનગીરીનો કાંટાળો પદો પહેર્યો તે વેળા ગાયકવાડ અને પેશ્વા વચ્ચે કેટલીક બાબતોમાં તકરાર ચાલતી હતી.

અમદાવાદ શહેર અને જીલ્લા ઉપર ગાયકવાડ અને પેશ્વાની સહીયારી સત્તા ચાલતી હતી. એટલે ત્યાંની ઉપજ અને ખંડણી અંગે અને કાઠીયાવાડની ખંડણીની વસુલાતનો સવાલ તો ઊભો જ હતો.

આ બેની લડાઈમાં અમદાવાદ શહેર અને જીલ્લાની હકુમત પોતાને મળી જાય એવો પેંતરો અંગ્રેજી સત્તા પણ ભરી રહી હતી.

ગંગાધર શાસ્ત્રીને વડોદરાના દિવાન પદે લાવવા પાછળ અંગ્રેજી સત્તાનો આશય પણ એ જ હતો. ગંગાધર શાસ્ત્રી આ બધી બાબતોમાં અંગ્રેજોના ઋણી પણ હતા.

એક તરફ બહારની આ બધી ખટપટો ચાલતી હતી ત્યારે ખુદ આનંદરાવ ગાયકવાડનો એક ભાઈ કાન્હોજીરાવ કે જેને પાદરામાં નજરકેદ રાખવામાં આવ્યો હતો.



એ કાન્હોજીરાવ પાદરાની કેદ કોટડીમાં બેઠો બેઠો આનંદરાવને ગાદી ઉપરથી ઉથલાવી પાડવાના કાવતરાં ગોઠવી રહ્યો હતો.

આ કાન્હોજીરાવને વડોદરાની એક શરાફી પેઢી દુલ્લભ હરીની પેઢીએ જોઇએ તેટલાં નાણાં ધીરવાનો કોલ પણ આપ્યો હતો.

ગંગાધર શાસ્ત્રીએ સત્તાનાં સૂત્રો સંભાળ્યા તેના થોડા વખત પહેલાં વડોદરાની દિવાનગીરી રાવજી આપાજીના એક પુત્ર સીતારામ રાવજીના હાથમાં હતી, આ દિવાન સિતારામ કાન્હોજીરાવના કાવત્રાથી માહિતગાર હતો. પરંતુ એને તો આનંદરાવ રહે કે જાય કે પછી કાન્હોજીરાવનું ગમે તે થાય એ બંને વાતમાં ન્હાયે સ્નાન નહોતું. એણે તો જીસ કે હાથમેં લડ્ડુ ઉસ કે તડ મેં હમ જેવી વાત રાખેલી.

પાદરામાં બેઠાં બેઠાં વડોદરાના સાથીદારોની મદદથી કાન્હોજીરાવે કાવતરું રચ્યું. બહારથી લશ્કરી મદદ મેળવી સૌ પ્રથમ રેસિડેન્સી એટલે કે અત્યારનો કોઠી વિસ્તાર ઘેરી લઈ નજીકમાં જ રેસિડેન્ટના મળતીયા ગંગાધર શાસ્ત્રીને પણ ઘેરી લેવાની યોજના તૈયાર થઈ. પરંતુ કાન્હોજીરાવના આ કાવતરાની વાત રેસિડેન્ટ અને એના ભરૂચ ખાતેના મદદનીશ કેપ્ટન બેલેન્ટાઈનને મળી ગઈ.

કાવતરું પકડાતાં કેપ્ટન બેલેન્ટાઈને એકાએક પાદરાને તારીખ બીજી એપ્રિલે ઘેરો ઘાલ્યો અને કાન્હોજીરાવને પોતાની પાસે અટકમાં લીધો.

કાન્હોજીરાવને એ પછી પકડી ને મદ્રાસ મોકલી દેવામાં આવ્યો. જ્યાં તે મરતા સુધી અટકમાં જ રહ્યો.

આ વખતથી જ કાન્હોજીના વડોદરા અને પુના ખાતેના મળતીયાઓ ગંગાધર શાસ્ત્રી ઉપર રોષે ભરાએલા હતા.

Scanned by CamScanner

એવામાં વાત એમ બની કે પેશ્વા અને ગાયકવાડ વચ્ચે ખંડણી અંગે પડેલા ઝઘડાનો નિકાલ કરવા તા. ૨૯મી ઓકટોબર ૧૮૧૩ના દિવસે ગંગાધર શાસ્ત્રીને પુના મોકલવામાં આવ્યા.

કાળ અને કાળબળને ઘણા થોડા માણસો પીછાણી શકે છે.

ગંગાધર શાસ્ત્રી કોણ જાણે કેમ પણ પોતાના ભાવિનો ભેદ જાણી ચૂકયા હોય તેમ પોતાના વાડા અને જાગીરની વ્યવસ્થા કરી દીધી હતી એટલું જ નહીં વડોદરાના ગાયકવાડે કેવી રીતે રાજ્ય કરવું જોઈએ એ અંગે સંપૂર્ણ વિગતે માર્ગદર્શન આપતો એક પત્ર લખીને આનંદરાવ ગાયકવાડને સોંપ્યો હતો.

(ગંગાધર શાસ્ત્રીએ લખેલો એ પત્ર આજે પણ ખૂબ જ અભ્યાસ માગી લે તેવો ગણાય છે.)

ગંગાધર શાસ્ત્રી પોતાના કુટુમ્બ કબીલા સાથે પુનાની ધરતી ઉપર ઉતર્યા.

પુનાનું કામ એમણે ધાર્યું હતું એટલું સ્હેલું નહોતું.

અંગ્રેજી પ્રતિનિધિઓ આમ તો ઉપરથી બન્ને પક્ષના મિત્ર હોય તેવો ડોળ કરતા હતા. એટલું જ નહીં પેશ્વા અને ગાયકવાડ વચ્ચે સુલેહ થાય, તમામ તકરારોનો નિવેડો આવે એવા પોતે પ્રયત્નો કરી રહ્યા છે એ પ્રમાણેનો દેખાવ પણ કરતા હતા.

બીજી તરફ પેશ્વા અને ગાયકવાડ વચ્ચે વેર વધતું જ રહે તેવી ખટપટો ચાલતી જ હતી. પુનાના રેસિડેન્ટનો એક શિરસ્તેદાર ખુરશેદજી શેઠ મોદી એમાં આગળ પડતો ભાગ લેતો હતો.

બીજાને આગળ ધરીને પોતાનું સાધી લેવાની એનામાં ભારે આવડત હતી.

આ ખુરશેદજી શેઠે એક વિઠ્ઠલ નરસિંહ નામના માણસને હાથ



ઉપર લીધો. આ વિઠ્ઠલ નરસિંહ તે તેજ ઈતિહાસને પાને જાણીતો બનેલો ત્ર્યંબકજી ડેંગલે.

ખુરશેદ શેઠ ત્ર્યંબકજી ડેંગલેના નામે અમદાવાદનો મહેસુલ પટો મેળવવાની ખટપટ કરતો હતો. પરંતુ ચકોર ગંગાધર શાસ્ત્રીની નજરમાંથી આ એકે વાત છટકે તેમ નહોતી.

આમ ચારેકોર ખટપટો ચાલુ હતી.

ગંગાધર શાસ્ત્રી ગાયકવાડના હિતને જરા પણ નુકશાન ન થાય તેની તકેદારી રાખતા હતા અને એક પણ વાતમાં જરાયે નમતું જોખવા કે એક પણ હક્ક છોડવા તૈયાર નહોતા.

પરિણામે પેશ્વાના પ્રતિનિધિઓ અને ગંગાધર શાસ્ત્રી વચ્ચેની વાટાઘાટો પડી ભાંગી.

ગંગાધર શાસ્ત્રી પાસેથી લાભ ખાટી જવા માગતા માનવીઓના હાથ હેઠા પડયા ને સામેથી તેઓ એમના દુશ્મન બન્યા.

પેશ્વાને નમતું નહીં આપનાર ગંગાધર શાસ્ત્રીનો ઘાટ ઘડી નાંખવા પુનાની ધરતી ઉપર કાવતરું ગોઠવાયું.

સદાયે સાવધ રહેતા શાસ્ત્રી અહીં આ એકજ વાતમાં ગોથું ખાઈ ગયા. પેશ્વા બાજીરાવે સામે ચાલીને પુનામાં ત્ર્યંબકજીના મંદિરમાં થતા એક ઉત્સવમાં પોતાની સાથે હાજરી આપવા ગંગાધર શાસ્ત્રીને આમંત્રણ આપ્યું. પેશ્વા બાજીરાવ અંગે શંકા રાખવાનું શાસ્ત્રીને કોઈ કારણ નહોતું એટલે તેમણે મંદિર ઉત્સવનું આમંત્રણ સ્વીકાર્યું.

ગંગાધરશાસ્ત્રી પેશ્વા બાજીરાવ સાથે ત્ર્યંબકજીના મંદિરમાં થતા ઉત્સવમાં હાજરી આપવા ગયા. ઉત્સવ ધાર્યા કરતાં મોડી રાત સુધી ચાલ્યો.

મોડી રાત્રે માત્ર થોડાક જ સાથીદારો સાથે શાસ્ત્રીજી પોતાના

ઉતારા તરફ પાછા આવવા નીકળ્યા રસ્તામાં જ કેટલાક માણસો શાસ્ત્રી ઉપર તૂટી પડયા અને વડોદરાનો એ મુત્સદી દિવાન પુનાની ધરતી ઉપર ઢળી પડયો. ગંગાધર શાસ્ત્રીનું પુનાની ધરતી ઉપર ખૂન થયું ! !

મરતા પહેલાં ગંગાધર શાસ્ત્રીએ પોતાના એક સાથીદાર બાપુ મૈરાળને સંકેત કર્યો પોતાના કુટુમ્બનો ભાર એને સોંપ્યો.

આ વફાદાર સાથીદાર ભારે હિમ્મત અને અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ ગંગાધર શાસ્ત્રીના કુટુમ્બને સાચવીને સહિસલામત વડોદરા લઈ આવ્યો.

ગંગાધર શાસ્ત્રીનું ખૂન થતાં પુનામાં ભયનો સન્નાટો છવાઈ ગયો. પુનામાં પણ ગાયકવાડના પક્ષકારો ઘણા હતા. ઘડીભર તો નગરમાં બન્ને પક્ષ વચ્ચે ચકમક ઝરશે એવો ભય છવાઈ ગયો. પરંતુ ગાયકવાડના પક્ષકારો ત્યાં માથુ ઊંચકી શકે એવી સ્થિતિમાં ન હોતા, સામો પક્ષ પરિસ્થિતિને પહોંચી વળે એટલો સજાગ હતો. જ્યારે આ તરફ વડોદરામાં આનંદરાવ ગાયકવાડમાં એવી કોઈ શક્તિ કે કુનેહ નહોતાં.

એ આરબ બેરખોના દેવામાં એટલો તો ગળાબુડ થઈ ચૂક્યો હતો કે એને માત્ર પોતાની જાતની જ ચિંતા હતી.

અંગ્રેજોએ પુનાની ધરતી ઉપર વળી પાછું નાટક આરંભ્યું. ગંગાધર શાસ્ત્રીના ખૂન અંગે પેલા ખટપટી ત્ર્યંબકજી ડેંગલેને અટકમાં લીધો. અને એ વાત એટલેથી જ દબાઈ ગઈ.

વડોદરાની વકીલાત કરવા જતાં પુનાની ધરતી ઉપર પોઢી ગયેલા ગંગાધર શાસ્ત્રીની હકીકતને ઇતિહાસે પોતાના પૃષ્ઠો ઉપર સંઘરી છે.





કાળ વહી ગયો. વડોદરા વાસીઓ એ કાળબળના પ્રવાહમાં તણાતાજ રહ્યા. પાછલી વાત વળી કોણ યાદ રાખે ?

ગઈકાલ-ગઈ ભૂલાઈ ગઈ. ગંગાધરશાસ્ત્રીવડોદરાના હિતોના રક્ષણ માટે પુના ગયા અને ત્યાંજ પંચત્વને પામ્યા–ભૂલાઈ ગયા. એમના નામની યાદ આપતી ગંગાધર શાસ્ત્રીનો પોળ આજે તો માત્ર 'શાસ્ત્રીની પોળ'ના નામે ઓળખાય છે. આજની પેઢીને એનો પાછલો ઇતિહાસ જાણવાની ફુરસદ નથી. તો પછી આવતી કાલની પેઢીને તો હોય જ ક્યાંથી.

એ તો એમજ ચાલે કાળના ગર્ભમાં ગઈકાલ ભૂલાઈ ગઈ તેમ આજ પણ અંધારા ખૂણામાંજ હડસેલાઈ જશે માનવી બિચારો કેટલી વાતો યાદ રાખે ?



## ૨૨ અનુસતિની ટેકરી

ગાયકવાડ અને પેશ્વા સરકાર વચ્ચેના સંબંધો સુધારવાં અને અમદાવાદ તેમજ એની આસપાસના વિસ્તારો અને કાઠીયાવાડની ખંડણીની વસુલાત બાબતમાં ચોખવટ કરવા બ્રિટીશ બાંહેધારી હેઠળ વડોદરાના મુખ્ય દિવાન ગંગાધર શાસ્ત્રી પટવર્ધન પુના ગયેલા અને પુનામાં જ એમનો નશ્વરદેહ પડયો.

અને વડોદરાનો એ મર્દ મુતાલીક પુનામાં બેજાન બન્યો ત્યારે પુનામાં ડેરા તંબુ નાખી પડેલો ગોવિંદરાવ ગાયકવાડ જે વડોદરાના આનંદરાવ ગાયકવાડનો ભાઈ થતો હતો. એ પેશ્વવાનો સાથ મેળવીને વડોદરાની ગાદી હાથ કરવા અનેક ખટપટો કરી રહ્યો હતો.

આ ગોવિંદરાવ ગાયકવાડને શાસ્ત્રીના મોતથી એક તક મળી ગઈ એણે શાસ્ત્રીએ પોતાની સાથે આણેલા થોડાક સૈનિકોમાં બેદીલી ફેલાવી.

મૃત્યુ પામેલા શાસ્ત્રીના સૈનિકો, બાપુ મૈરાળ અને શાસ્ત્રીના કુટુમ્બ સામે તોફાને ચડયા. ચારેકોર દુશ્મનો વચ્ચે ઝઝુમતા બાપુ મૈરાળને આ પોતાના જ ઘરમાં ઊભી થયેલી ઉપાધી સમાવતાં ભારે કુનેહ વાપરવી પડી. ગમે તેમ પણુ એના કાર્ય વચ્ચે અનેક મુશ્કેલીઓ ખડી જ હતી.

કોઈ પણ સંજોગોમાં શાસ્ત્રીના કુટુમ્બને વડોદરા સહીસલામત પહોંચાડવાનું હતું. એમને સ્હેજ પણ ઉની આંચ આવે તો પોતાની વફાદારી ઉપર ઘા પડયા બરાબર હતું.

બાપુ મૈરાળે એક દિવસ ભારે તકેદારી અને ચુપકીથી ગંગાધર



શાસ્ત્રીના કુટુમ્બને પોતાના એક વફાદાર માણુસ સાથે વડોદરા રવાના ...ું અને પોતે પુનાના દુશ્મનો સામે ઝઝુમતો એકલો પુનામાં ...કાયો. વિરોધીઓને સ્હેજ પણુ ગંધ ન આવે કે શાસ્ત્રીનું કુટુમ્બ ...ાના થઈ ગયું છે. એટલે શાસ્ત્રીના ઉતારામાં જે પ્રકારે વ્યવસ્થા ...વ્યવહાર ચાલતો હતો તે પ્રમાણે જ રોજ બનવા લાગ્યું.

આખો પક્ષ ગમે તે ઉપાયે શાસ્ત્રીના સમગ્ર કુટુંબનો નાશ ...વા માગતો હતો પરંતુ બાપુ મૈરાળની યુક્તિ અને હિમ્મતને ...રણે એમ બની શકયું નહીં.

શાસ્ત્રી કુટુમ્બ સહીસલામત વડોદરા પહોંચી ગયા ના સમાચાર ...વ્યા ત્યારે બાપુ મૈરાળના જીવને નિરાંત વળી.

પરંતુ બાપુ મૈરાળ જાણે કે આ ફરજ અંતિમ બજાવતા હોય ...મજ બન્યું. શાસ્ત્રી કુટુમ્બ વડોદરા પહોંચી ગયા પછી ગંગાધર ...સ્ત્રીનો આ વફાદાર સાથી તા. ૫મી ફેબ્રુઆરી ૧૮૧૭ ના દિવસે ...નામાં જ મરણ પામ્યો.

વડોદરા પાછા ફરેલા ગંગાધર શાસ્ત્રીના કુટુમ્બનો વડોદરાના તે ...ળાના મુતાલીક ફત્તેસિંહરાવ ગાયકવાડે ભારે સત્કાર કર્યો ગંગાધર ...સ્ત્રીનું પુનામાં ખૂન થયું એ સમાચાર સાંભળીને વડોદરાની પ્રજા ...મજ ઉશ્કેરાઈ ગઈ હતી. પરંતુ મહારાજા આનંદરાવ ગાયકવાડ ... એના રંગરાગમાંથી ઉંચો જ આવતો ન હોતો.

પરંતુ રાજ્યના મુતાલીક ફત્તેસિંહરાવ ગાયકવાડ આ બનાવથી ...ગજનો કાબુ ગુમાવીને બેઠા હતા એમ કહેવાય છે.

વડોદરા રાજ્યના એ હિતેચ્છુના કુટુમ્બીજનોની દેખભાળ ...ખવાનું ફત્તેસિંહરાવ ગાયકવાડે પોતે જાતેજ સંભળી લીધું.

શાસ્ત્રીનો એક પુત્ર કે જે હજુ તો માંડ પહેલી વીસીની અંદર ... હતો તેને એના પિતા ગંગાધર શાસ્ત્રીના સ્થાને દિવાનપદે નિમ્યો.

બેશક એ સ્થાનનું કામકાજ યશવંતરાવ દાદા નામના એક મુત્સદ્દી સંભાળતા હતા.

ગંગાધર શાસ્ત્રીના અકાળ મૃત્યુથી શાસ્ત્રી કુટુમ્બ ઉપર એક આફત તો ઉતરી હતી. ત્યાં તો એ કુટુમ્બ ઉપર બીજો વજ્રઘાત થયો.

ગંગાધર શાસ્ત્રીનાં મોટી પુત્રી અનસુયાબાઈ અકાળ વિધવા થયાં... કુટુમ્બમાં અને આખાયે નગરમાં હાહાકાર વરતી ગયો.

અરેરે ભગવાન ! તું ધરમીને ઘેર જ ધાડ પાડે છે.?' લોક હૃદયની લાગણીનો આ પડઘો હતો.

અનુસુયાબાઈ...શાસ્ત્રી કુટુમ્બની લાડકી અનુબાઈ...એના જીવનમાં અચાનક અંધકાર ફેલાઈ ગયો. વાટેને ઘાટે બસ એક જ વાત થતી હતી. આવી પવિત્ર બાઈના જીવતરમાં આવું બને જ કેવી રીતે ?

અને છતાં પણ ન બનવાનું બની ચૂકયું હતું.

અનુબાઈએ કુટુમ્બમાં જાહેર કર્યું...મને હવે આ જીવતર ન ખપે...હું મારા પતિ પાછળ સતિ થવા માંગુ છું.

અનુબાઈનાં માતા પુત્રીના આ નિર્ણયથી મુર્છીત થઈ ગયાં... 'અરેરે દિકરી ! તું આ શું કરવા બેઠી છે? થવાનું હતું તે તો થઈ ગયું સૌએ વહેલા કે મોડા જવાનું જ છે. જન્મ્યું એ આખરે જવાનું.?

લોક ડહાપણના દિલાશા સતિ અનુબાઈને ખપતા નહોતા એનો તો બસ એકજ નિર્ણય હતો અને તે સતિ થવાનો.

ભારતમાં સતી થવાના પ્રસંગો કાંઈ કોઈથી અજાણ્યા નહોતા. એક કાળ એવો પણ હતો કે જ્યારે આર્યનારી પતિની પાછળ સતિ થતી અને સ્ત્રીનું સતિ થવું એ તો કુટુમ્બ માટે ગામ માટે ગૌરવ ગણાતું.



પરંતુ એ પછીનો એવો પણ કાળ આવી ગયો કે જ્યારે ભાગ્યે જ કોઈક વિરલ નારીને સત ચઢતું.

જીવતાં જાતને જલાવી દેવી એમાં આત્માની દઢતા માગી લે છે. સદેહે પતિના દેહ સાથે ચીતા પર ચઢી જવું એ કાંઈ સામાન્ય નારીનું કાર્ય નહોતું.

અનસુયાબાઈ કાંઈ સામાન્ય નારી નહોતી. જવાંમર્દ અને મુત્સદ્દી પિતાની પુત્રી હતી. ગૌરવથી જીવી હતી અને ગૌરવથી મૃત્યુને ભેટવું હતું. એનો નિર્ણય અફર હતો. કોઈ સમજાવટ કે કોઈ શીખામણ એને કામની નહોતી.

ગંગાધર શાસ્ત્રીના વાડા પાછળની ટેકરી ઉપર સતિ અનસુયાબાઈનું નિવાસસ્થાન હતું. વડોદરાના દિવાનના જમાઈના નાતે અનસુયાબાઈના પતિ પણ ત્યાં જ રહેતા હતા.

અનસુયાબાઈએ નિર્ણય કરી લીધો. નિવાસના વિશાળ આંગણામાંજ ચંદન કાષ્ટની ચીતા ખડકાઈ અને સતિ અનસુયાબાઈ પતિના દેહને ખોળામા લઈ ચીતામાં ગોઠવાયાં.

ચારેકોરથી નગરના ભેગા મળેલા લોકોએ સતિ માતાનો જયજયકાર બોલાવ્યો. સતિ અને પતિના નશ્વર દેહ પંચત્વને પામ્યા.

સતિ અનસુયાબાઈ જે સ્થળે સદેહે સંચર્યા તે સ્થાન તે આજની 'અણુસ્તુ ટેકરી' અનુસતિની ટેકરી તે પાછળથી લોકજીભે અણુસ્તુ ટેકરી બની ગઈ.

આ સ્થળ માટે બીજી પણ એક કથા છે કે બૌધકાળ દરમ્યાન આ ટેકરી ઉપર એક સ્તુપ બંધાએલો હતો અને લોકોમાં તે 'અણુ-સ્તુપ' નામથી જાણીતો હતો. અત્યારે સૂર્ય મંદિર સન્મુખ જે હાથીની પ્રતિમા છે તે પ્રતિમા પહેલાં અણુસ્તુપના પટાંગણમાં હોવાનું કહેવાય છે. આ અણુસ્તુપના નામ ઉપરથી 'અણુસ્તુ ટેકરી'

નામ જાણીતું બન્યુ એવી પણ એક માન્યતા છે. પરંતુ સ્તુપના અવશેષો કયાંયથી મળતા નથી. એટલે એ વાત ઉપર કંઈક વિચાર કરવાનો રહે છે. તો પછી સવાલ એ થાય છે કે ટેકરી ઉપરનો હાથી આવ્યો કયાંથી? આ સવાલનો અત્યારે તો કોઈ જવાબ નથી. ટેકરી ઉપર હાથી પ્રતિમા હતી એ એક હકીકત સાચી અને એ હાથી પ્રતિમાને સૂર્ય સન્મુખ ગોઠવવામાં આવી એ બીજી હકીકત પણ સાચી.

જોગાનુંજોગ એમ પણ બન્યુ હોય કે અણુસ્તુપવાળી ટેકરી ઉપર અનુબાઈ સતિ થયાં હોય અને દૈવયોગે બન્નેના નામનો ત્યાં મેળ ખાતો હોય.

આપણે તો વડોદરાની એક આર્યનારીનેજ સન્માનીશું એના સન્માનમાં જ વડોદરાવાસીનું ગૌરવ રહેલું છે.

આજની 'અણુસ્તુ ટેકરી'

અનસુયાબાઈ–અનુસતિની યાદને અમર કરી રહી છે એ વાતમાં કોઈ શંકા નથી.



## ૩ "કલમ કટારી એક સાથ"

ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૧૯નો સમય વડોદરા માટે વડોદરાની ...જા માટે અને વડોદરાની ગાયકવાડી સત્તા માટે ભારે કટોકટીરૂપ ...વડયો હતો. જો કે તે પછી પણ એટલે કે આનંદરાવ ગાયકવાડ ...છી ગાદીએ આવેલા સયાજીરાવ બીજાના સમયમાં પણ ગાયકવાડી ...ત્તાના પાયા હચમચી ઊઠયા હતા. પરંતુ કારોબારમાં નિપુણ ...યાજીરાવ બીજાએ પરિસ્થિતિને કુનેહથી સંભાળી લીધી હતી.

ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૧૯નો સમય એટલે કે આનંદરાવ ગાયકવાડનો ...મલ. અત્યારનું આનંદપુરા તે એજ આનંદરાવ ગાયકવાડની યાદગીરી.

આનંદપુરાના વસવાટને આનંદરાવ ગાયકવાડના નામ સાથે ...ડવામાં આવેલ છે. એ વાત ઘણા થોડાનો જાણમાં હશે.

આ આનંદરાવ ગાયકવાડનો અમલ એટલે અંધાધુંધીનો ...મલ. આનંદરાવ ગાયકવાડ એટલે નશો ને નફરતનો અમલ એમ ...હીએ તો જરા પણ ખોટું નથી. એ આનંદરાવ ગાયકવાડના અંધેર ...વટને સમાલ્યો ને સંભાળ્યો એમના બે નાના ભાઈઓએ, એટલે ...ફતેસિંહરાવ અને સયાજીરાવે. બન્ને ભાઈઓએ વારાફરતી આનંદ...વ ગાયકવાડના રાજ અમલના મુતાલીક તરીકે કામગીરી બજાવેલી.

અને એ જ સયાજીરાવ ગાયકવાડ આનંદરાવ પછી વડોદરાની ...દી ઉપર બીજા સયાજીરાવ તરીકે બેઠા.

આ આનંદરાવ ગાયકવાડના અમલમાં પાંચ પાંચ દિવાનોએ ...ભાર કરેલો. એમાંથી ઈતિહાસ પ્રસિદ્ધ રાવજી આપાજી કે જેમના

નામ ઉપરથા આજનું રાવપુરા ઓળખાય છે. એ રાવજી આપાજીએ અંગ્રેજો સાથે મસલત કરીને પોતાના કુટુંબ માટે વંશ પરંપરાગતની વડોદરાની દિવાનગીરી રાજા પાસેથી લખાવી લીધેલી. આ એ જ રાવજી આપજી કે (જેણે કર્નલ વોકરને અત્યારની કોઠીની ઈમારત જે ટેકરા ઉપર ઉભેલી છે તે સ્થાન આપીને વડોદરાની મધ્યમાં કોઠી ઉભી કરવામાં સહાયતા કરેલી.)

આનંદરાવ ગાયકવાડ પાસે મેળવેલી બાંયેધરીને આધારે રાવજી આપાજી પછી એમનો પુત્ર સીતારામ રાવજી વડોદરાના દિવાન પદે આવ્યો. એ સીતારામ દિવાનની યાદગીરી આજે તો માત્ર સીતારામ બુવાનો વાડો સંઘરીને બેઠો છે. કોને ખબર આવતી કાલે કદાચ એ યાદગીરી પણ ભુંસાઈ જાય લોકોમાં ભૂલાઈ પણ જાય. અત્યારે સીતારામ બુવાના વાડાના અંગેઃ જે રીતે રહે સાઈ રહ્યા છે તે જોતાં તો એનું ભાવિ ભુલાવા સર્જાયું હોય એમ દેખાય છે.

જ્યાં માનવી જ અમર પટો લખાવીને આવ્યો નથી પછી એણે ઊભી કરેલી ઈમારત વળી કયાંથી અમરત્વને પામે ?

સીતારામ રાવજી જ્યારે વડોદરાના દિવાન બન્યા ત્યારે રાવજી આપાજીનો ભાઈ બાબાજી આપાજી લશ્કરી વડા પદે હતા. અને એ બાબાજી આપાજી કાઠીયાવાડમાં ગાયકવાડની લેંણી ખંડણી ઉઘરાવતા હતા.

સીતારામ રાવજીમાં એના પિતા રાવજી આપાજી જેટલી વહીવટી સુઝ નહોતી. બાંયેધરીને આધારે વડોદરાની દિવાનગીરી તો મળી પરંતુ એ સ્થાન સંભાળવું એને માટે મુશ્કેલ બન્યું. એટલે એણે પોતાના કાકા બાબાજી આપાજીને વડોદરા બોલાવ્યા શરૂઆતમાં તો કાકા ભત્રિજા વચ્ચે ઠીક ચાલ્યું, પરંતુ સત્તા અને વહીવટનું



કામ ભારે બુરું છે. સત્તાનો કેફ કોઈ વિરલ માનવી જ પચાવી શકે છે. સીતારામ અને બાબાજી વચ્ચે અથડામણો શરૂ થઈ.

ઈ. સ. ૧૮૦૬માં કાઠીયાવાડની કામગીરી અને પોતાનું સેનાપતિ પદ વિઠ્ઠલરાવ દેવાજીને સોંપીને બાબાજી આપાજી વડોદરા આવેલા હવે સવાલ એ ઉભો થયો. ખાસ કરીને ગાયકવાડ માટે કે વડોદરાની દિવાનગીરી સોંપવી કોને ? વંશ પરંપરાગત દિવાનગીરીની બાંયધરીના આધારે દિવાન તો સીતારામ ગણાય. અને એનાથી એ કામ સંભાળી શકાય તેમ નહોતું. તો પછી બાબાજી આપાજીને કયાં મુકવા ? આ સવાલનો પણ તોડ કાઢવામાં આવ્યો. અને બાબાજી આપાજીને 'ખાસગીવાલે' નું નવું પદ આપવામાં આવ્યું.

સામાન્ય રીતે ખાનગી મંત્રી જેવું આ પદ ગણાય અને છતાં પણ હકીકતમાં બાબાજી આપાજી વડોદરાની દિવાનગીરી સંભાળી રહ્યા હતા. હકીકતમાં બાબાજી વડોદરાના દિવાન ગણવા લાગ્યા.

આજે જે વિસ્તાર બાબાજીપુરાના નામથી ઓળખાય છે તે આ દિવાન બાબાજી આપાજીના નામ ઉપરથી જ એ જાણીતો બનેલો છે. બાબાજી આપાજીનો વાડો એ વિસ્તારમાં આજે પણ અસ્તિત્વં ધરાવે છે.

પરંતુ ભાગ્યે જ કોઈને ખબર હશે કે બાબાજીના નામ સાથે જોડાએલો બાબાજીપુરાનો વિસ્તાર એ પહેલાં 'નિલકંઠપુરા' ના નામથી લોકજીએ અમર હતો. આ નિલકંઠપરા નામ એ વિસ્તારમાં આવેલા નિલકંઠેશ્વર મહાદેવના મંદિર ઉપરથી પડયું હતું.

બાબાજી આપાજી એ પોતાનો વાડો એ વિસ્તારમાં બંધાવ્યા પછી પેલા નિલકંઠેશ્વર મહાદેવના જીર્ણ મંદિરને સમરાવ્યુ" અને મંદિરનું ગૌરવ વધાર્યું.

નિલકંઠેશ્વર મહાદેવના મંદિરની દક્ષિણે આજે જે હાથી પોળના નામે વિસ્તાર જાણીતો છે. એ ભાગમાં દિવાન બાબાજી આપાજીના હાથી બંધાતા હતા પરિણામે વખત જતાં એ વિસ્તાર હાથી પોળના નામે જાણીતો બન્યો.

બાબાજી આપાજીનાં નામથી બાબાજીપુરા જાણીતું બન્યું એ સાથે જ આપણી નજર એ ભાગમાં આવેલા એક મોટા વિસ્તાર તરફ પણ પડે જ અને તે છે દાંડીયા બજાર.

અહીં એક સ્વાભાવિક પ્રશ્ન થાય કે આ વિસ્તારનું નામ દાંડિયા બજાર શાથી પડ્યું હશે ? પહેલી નજરે જોતાં નામ પાછળ ઘણી બધી વાતો જાણવા મળે તેમ છે પહેલી વાત તો એ છે કે વડોદરામાં જેમ દાંડીયા બજાર છે એ જ પ્રમાણે ભરૂચમાં પણ દાંડીયા બજાર આવેલું છે.

સુરતમાં 'દાંડીયો, શબ્દ ખૂબજ પ્રચલિત છે. રાત્રીએ રોન ફરતો કે પછી અગત્યની જાહેરાત દાંડીપીટીને કરતો માનવી 'દાંડીયા તરીકે જાણીતો છે.

દાંડી-દાંડી પીટનાર માનવી દાંડીયો કહેવાતો. શકય છે કે મરાઠી યુગમાં આવા દાંડી પીટનારાં કુટુંબો આ ગામના છેવાડાના ભાગમાં રહેતાં હોય અને એના પરથી આ વિસ્તાર દાંડીયા બજાર કહેવાતો હોય.

પરંતુ આ વાતમાં પણ એક બીજી શંકા ઉભી કરે છે. જો આ વિસ્તારમાં 'દાંડીઆ' રહેતા હોય તો પછી એ પોળ કે શેરી એવું નામ ધારણ કરે, કદાચ એને 'વગો' મતલબ કે દાંડીયા વગો વગેરે નામ અપાત. પરંતુ અહીંતો નામ પાછળ બજારનો ઉલ્લેખ મળે છે. એટલે દાંડીયા પરથી દાંડીયા બજાર શબ્દ બની શકે જ



નહીં તો પછી આ નામ પ્રચલીત બન્યું હશે શાથી ? એવો સવાલ થયા વિના રહેશે જ નહીં.

એ એક એવો કાળ હતો કે જ્યારે જીવનની જરૂરીયાતની ચીજ વસ્તુઓની હેરફેરી પોઠો ઉપર થતી. વણઝારની પોઠો ગામ-પરગામ ફરે અને એક ચોક્કસ જગાએ પોતાનો માલ બજાર ભરીને વેંચે અગર ખરીદે. હવે પોઠના સાંઢીયા જે વિસ્તારમાં ભેગા થાય એ વિસ્તાર સ્વાભાવિક રીતે જ એના નામથી ઓળખાવા માંડે. બની શકે છે કે જે ભાગમાં પોઠના સાંઢીયા જમા થતા તે ભાગ લોકોમાં 'સાંઢીયા બજાર' તરીકે પ્રચલીત બન્યો હોય. અને કાળે કરીને એ સાંઢીયા બજાર ધીરે ધીરે દાંડીયા બજાર બની ગયું હોય.

બીજી એક વાત છે જ્યાં આગળ આવું બજાર ભરાતું હોય ત્યાં દાંડી-કાંટી એટલે કે તોલ-માપ માટેનું સાધન ઊભું થતું જ હોય.

જેમ સોનું-ચાંદી તોલવા માટે આજે પણ 'કાંટો' શબ્દ પ્રચલીત છે. અને વિના મૂલ્યે તોલ કરી આપનાર સ્થાનને 'ધર્માદા કાંટો' તરીકે આપણે ઓળખીયે છીએ. તેમજ અનાજ વિગેરે તોલવા માટે 'દાંડી' ત્રાજવાના પલ્લાનો આધાર પણ જાણીતો જ છે. વડોદરામાં "ઘી કાંટા' વિસ્તાર ઘીનો વેપાર કરવાની જગ્યા માટે જાણીતો હતો જ. તે પ્રમાણે અનાજ તોલવાની દાંડી જ્યાં ઊભી કરાતી. એ વિસ્તાર દાંડી બજાર-દાંડીયા બજાર બન્યું હોય.

કોઈ નક્કર પુરાવાના આધાર વિના આતો માત્ર આપણાં અનુમાનો જ છે. તેમ છતાં આ અનુમાન છેક કાઢી નાખવા જેવું તો નથી જ.

બીજી એક વાત એવી પણ મળે છે કે બાપાજી આપાજી પછી સેનાપતિ પદ પ્રાપ્ત કરનાર વિઠ્ઠલરાવ દેવાજી કે જે પાછળથી ઈતિ-

હાસમાં 'કાઠીયાવાડ દિવાનજી' ના નામથી પ્રસિદ્ધ થયા હતા. અને એ કાઠીયાવાડ દિવાનજીનો વાડો પણ એ વિસ્તારમાં જ આવેલો છે.

એ વિઠ્ઠલરાવ દેવાજીના માણસો પોતે ભારે પરાક્રમી હોવાના તોરમાં સામાન્ય પ્રજાજન સાથે દાંડાઈથી વર્તતા હતા. પરિણામે જ્યાં દાંડ લોકોનું જોર જામતું હતું. એ વિસ્તાર દાંડ બજાર દાંડીયા-બજાર તરીકે ઓળખાવા માંડયો. જો કે આ કારણમાં કાંઈ વજુદ જણાતું નથી.

'દાંડીયા બજાર'ના નામ પાછળ બીજું એક સૂચન મળે છે. આપણી પાંચ હાથની સાડી કે જેને મરાઠીમાં 'દંડીયે' કહેવામાં આવે છે. એ 'દંડીયે સાડીનો આ વિસ્તારમાં વેપાર થતો હશે. આજે પણ કેટલીક દુકાનો ઉપર મૂકેલાં બોર્ડ જોવા મળે છે કે 'દંડીયે ઈથે મીળેલ' એ 'દંડીયે' શબ્દ ઉપરથી પણ દાંડીયા બજાર બન્યું હોય.

ગમે તેમ હોય પરંતુ એક કાળે લોકોની જરૂરીયાત પૂરી પાડતો આ એક વેપારી બજારનો વિસ્તાર હતો એ વાતમાં તો કોઈ શંકા જ નથી. એક વેળા એ વિસ્તારમાં બાબાજી આપાજી અને કાઠીયાવાડ દિવાનજી, પાછળથી મલ્હારાવનાં પુત્રી કમાબાઈ અને અનેક બીજા નામાંકીત માણસો એ વિસ્તારમાં વસી ચૂકયાં છે. બાકીની વસ્તી અત્યારના પુરાણાં મકાનો જોતાં સામાન્ય પ્રકારની હશે. હવે તો એ દાંડીયા બજાર વિસ્તારની સુરત પણ ઝડપથી બદલાઈ રહી છે.

બાબાજી આપાજી ખાસગીવાલેના નામની યાદ આપતો બાબાજી પુરાનો વિસ્તાર બાબાજીના નામ અને કામને લોકજીભે ચિરંજીવ રાખી રહ્યો છે.



બાબાજીએ વડોદરાની ગાયકવાડી સત્તાને કટોકટીના સમયમાં ભારે કુનેહથી કામ લઈને સ્થિર રાખી હતી. ગાયકવાડી સત્તા સાથે માથું ઊંચકતી કાઠીયાવાડની નાની મોટી ઠકરાતોને દાબ રાખવાનું મુશ્કેલ કામ પણ એમણે બજાવેલું અને એ બદલ એમને જાગીર પણ મળેલી. બાબાજી ઈ. સ. ૧૮૧૦માં મરણ પામ્યા. એમના પછી શાસ્ત્રીની પોળના જાણીતા ગંગાધર શાસ્ત્રી દિવાન પદે આવ્યા.

એ બાબાજી આપાજી આજે નથી. પરંતુ એમની યાદ આપતું બાબાજીપુરા વડોદરાની પ્રજા હંમેશાં યાદ કરતી જ રહેશે.



# ૨૪

## "સૂર્યમંદિર"

વટપદ્ર–વડોદરા એ વડોદરાની ધરતીએ એના એક હજાર વર્ષના ઈતિહાસમાં કંઈક વારાફેરા જોઇ નાંખ્યા એ ધરતીએ કંઈક નામો મેળવ્યાં અને એમાંથી કેટલાક નામો લોકજીભે અમરે થઈ ગયાં...તો વળી...કેટલાંએ નામો કાળ સાથે નામશેષ બની ગયાં.

કાળ વહી જાય છે અને કહેણી રહી જાય છે એ કહેણી કેટલેક સ્થળે સાર્થક બનેલી જણાય છે. તો વળી કયાંક કાળ અને કહેણી બંને લુપ્ત થતાં જણાય છે.

વડોદરામાં રાવપુરાનો વિસ્તાર અને એ વિસ્તારમાં આવેલું સૂર્યનારાયણનું મંદિર...બન્ને કાળ અને કહેણીને સંઘરી આજે પણ અડીખમ ઊભાં છે.

વડોદરાનું સૂર્યમંદિર...આશ્ચર્ય... (રાજપુત–મુસ્લીમ અને મરાઠી સત્તાના યુગોમાથી પસાર થઈ મૂકેલા વટપદ્ર–વડોદરામાં સૂર્ય મંદિરનું સ્થાન કોઈને પણ આશ્ચર્યમાં મૂકે તેમ છે.

ગુજરાતમાં એક કાળે સૂર્યપૂજાનો મહિમા હશે. અને એ મહિમાના જોર ઉપર બંધાએલા કેટલાક સૂર્ય મંદિરોનાં ખંડેરો આજે પણ ગુજરાતની ધરતી ઉપર એના ભુતકાળને સંઘરીને આંસુ સારી રહ્યાં છે.

વડોદરાનું સૂર્યમંદિર મરાઠી–ગાયકવાડી અમલ દરમ્યાન બંધાયું છે અને એની બાંધણી પાછળ એક નક્કર હકીકત પડેલી છે.

આ સૂર્યમંદિરનો સ્થાપના પાછળના ઈતિહાસની ઈમારતમાંથી માત્ર દસ્તાવેજમાં સામાન્ય એક ઇંટનો ઇશારો મળી આવ્યો છે.

એક ઐતિહાસીક વિગતમાં માત્ર એટલું જ આલેખવામાં આવેલું છે કે વડોદરાના દિવાન રાવજી આપાજીએ પોતાના એક ઉપવસ્ત્ર માટે આ સૂર્યમંદિર બંધાવ્યું.

વડોદરાના દિવાન રાવજી આપાજીનો અમલ ઈ. સ. ૧૭૯૩ થી ૧૮૦૨ સુધીનો એનો અર્થ તો એ થયો કે વડોદરાનું આ સૂર્યમંદિર આ ગાળામાં બંધાવ્યું.

આજથીં બસો વર્ષ પહેલાંની આ કથા અને એ કથાનું સાક્ષીભૂત તે આપણું સૂર્યનારાયણનું મંદિર.

એકવેળાનો સદાશીવ પેઠનો વિસ્તાર રાવજી આપાજીના અમલ દરમ્યાન રાવપુરા બન્યો.

અને ત્યારે એ વિસ્તારમાં અત્યારનું કોઠી બિલ્ડીંગ નહોતું. બેશક કોઠીની ઈમારત રાવજી આપાજીના અમલના અંત ભાગમાંજ ઊભી થઈ. પરંતુ સૂર્યનારાયણનું મંદિર જ્યારે બંધાયું ત્યારે કોઠીનું નામોનિશાન નહોતું.

અત્યારના સૂર્યનારાયણના બાગ સામેનો સમગ્ર વિસ્તાર રાવજી આપાજીના વાડાનો ભાગ અને એ વાડાનો માલિક હતો વડોદરાનો મુત્સદ્દી દિવાન રાવજી આપાજી.

એ રાવજી આપાજી એક વેળા કાશીની યાત્રાએ ગયેલા.

સત્તા અને યુવાનીથી શોભતા રાવજી આપાજીને કાશીના મણીકર્ણીકાના ઘાટ ઉપર એક પંડીત પિતાની પુત્રી ભેટી ગઈ. રાવજી અને પેલી યુવતી બંને એક બીજા પ્રત્યે ખેંચાયા. અને કાશીની પેલી યુવતી યુવાન રાવજી આપાજીના અંતઃપુરમાં દાખલ થઈ ગઈ.

એ એક કાળ હતો કે જ્યારે પત્નીઓ અને ઉપપત્નીઓથી ભરેલું અંતઃપુર વ્યક્તિને વધુ મોભો આપતું હતું. બહુપત્નીઓ

કે એથી પણ બેવડી ઉપપત્નીઓ રાખવામાં માનવી ગર્વ અને ગૌરવ અનુભવતો હતો. આ વાતની ત્યારે સમાજને કોઈ નવાઇ નહોતી લાગતી. કાયદાનો કોઈ બાધ નડતો નહોતો. સમાજને એમાં આંગળી ચિંધવા જેવું નહોતું લાગતું.

વડોદરામાં અનોખું સૂર્યમંદિર બાંધવાની પ્રેરણા આપનાર એ સ્ત્રીના નામનો કયાંય ઉલ્લેખ મળતો નથી. એ એક દુઃખની વાત છે.

તેમ છતાં બન્યું એમ કે કાશીના પંડિતની પેલી પુત્રી હવે તો રાવજી આપાજીની ઉપપત્ની બની ચૂકી હતી.

દિવાન રાવજી આપાજીના વાડાના એક ભાગમાં એને નિવાસ મળ્યો હતો.

રાજકાજમાં ઊંડા ખૂપેલા રાવજી આપાજીને ઘરસંસાર ઉપરાંત બીજાં હજાર કામ હતાં. અને એ હજાર કામમાં એક ઉપવસ્ત્ર માટે વધુ વખત તો કયાંથી મળે ?

સમય સમયનું કામ કરે છે. દિવસ પછી દિવસો વહેતા રહે છે. પંડિત પુત્રી સંસારથી વિરક્ત બનતી જાય છે.

એક દિવસ એણે રાવજી આપાજી પાસે માંગણી કરી.

'રાવ સાહેબ! મારી એક વિનંતી છે.

'બોલો'

'મારે એક મંદિર બંધાવવું છે.'

ઓહોહો. એક મંદિર બધાવવું છે અમાં વળી વિનતી શી કરવાની ? તું કહે ત્યાં અને કહે તેનું મંદિર બંધાવી આપું. બોલો કયા દેવનું મંદિર બંધાવવું છે ?

'સૂર્યનારાયણનું'

'સૂર્યનારાયણનું ?' રાવજી આપાજી આશ્ચર્યથી પેલી ઉત્તર ભારતની નારી સામે જોઈ રહ્યો.

શંકરનું મંદિર હોય શક્તિનું મંદિર કોઈ બંધાવે...અરે ગણપતિ કે હનુમાનના મંદિરોની વડોદરામાં ખોટ તો નથી છતાં ભલે એકાદ વધારેનો એમાં ઉમેરો થતો...પણ ભલા આ સૂર્યમંદિરની વાત તો કંઈક નવી કહેવાય.

'કેમ શું વિચારમાં પડ્યા ? મારી માગણીથી આશ્ચર્ય થાય છે ?

પેલી નારી ગંભીર બની ચૂકી હતી.

નાના...વિચાર તો વળી શા કરવાના હતા... ગમે તેનું મંદિર બંધાવીએ એમાં ખર્ચનો કોઈ સવાલ નથી પણ આશ્ચર્ય એ વાતનું થાય છે કે 'સૂર્ય મંદિર' બંધાવવાની ઈચ્છા ક્યાંથી થઈ ?

તમને કદાચ મારી વાત નહીં સમજાય અને સમજાય પણ ક્યાંથી ?

તમે પુરૂષ છો અને પુરૂષોને સ્ત્રીનું હૃદય–સ્ત્રીનું મન શું ઝંખી રહ્યું છે એ કદી સમજવાનું નથી.' કાશીના પંડિતની પુત્રીના અવાજમાં કાંઈક વિષાદ જણાતો હતો.

'આજે આમ કેમ બોલી રહી છે ? અહીં તને કઈ વાતની ખોટ છે ?

ખાવું – પીવું – ઓઢવું...સુખ સાહ્યબી ભોગવવી એજ કાંઈ જીવન નથી. સ્ત્રી ઝંખે છે પોતાના પુરૂષનો સતત સાથ. તમે રહ્યા રાજ પુરૂષ. રાજકાજના કામમાંથી નવરા પડો એટલે વળી પત્નીઓ અને અન્યના કામોમાંથી તમને નવરાશ ન મળે...

તને ભૂલી જાઉં એ તે કાંઈ વાત છે ? જ્યારે પણ નવરાશ

મળે છે ત્યારે સૌ પ્રથમ તારાજ ઓરડે હું દોડી આવું છું. યુવાન રાવજી આપાજીએ પંડિત પુત્રીને પડખામાં ખેંચતા કહ્યું.

'હું...અ...નજીક છતાં દૂર...સમાજમાં પત્ની–બહેન અને માતાનું જે સ્થાન છે તે સ્થાન...એ માનભર્યો આવકાર ઉપપત્નીને કદી મળ્યો નથી...અને મળશે નહીં...મને મહાભારતની કુંતા યાદ આવે છે. સૂર્યની એણે ઝંખના કરી, સૂર્ય મળ્યો અને છતાં પણ દૂરનો દૂર...મારી દૃષ્ટિએ તમે મારા સૂર્ય છો...આરાધ્ય દેવ ખરા પરંતુ દૂ...દૂર...દૂર..'

પ્રિયપાત્રની માંગણીને માન આપીને દિવાન રાવજી આપાજીએ પોતાના વાડાના પટાંગણમાં જ એક વિશાળ સૂર્યમંદિરની રચના માટે જરૂરી આજ્ઞાઓ આપી દીધી.

દિવસો વિત્યા અને સૂર્ય મંદિર તૈયાર થઈ ગયું...શિલ્પીએ સુંદર પ્રતિમા પણ તૈયાર કરી દીધી. અને સૂર્ય પ્રતિમાની પ્રાણ પ્રતિષ્ઠાનો દિવસ પણ આવી લાગ્યો. રાવજી અને પેલી પંડિત પુત્રી મંદિર ઉપર છેલ્લી નજર નાંખો લેવા વાડામાંથી હેઠાં ઉતર્યા.

'બોલ તારી કલ્પના પ્રમાણેનું મંદિર તૈયાર થઈ ચૂક્યું ને?

રાવજીના અંતરમાં કંઈક આપ્યાનો આનંદ હતો.

'નહીં... નહીં... આ મંદિરમાં સૂર્ય પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા નહીં થઈ શકે...।પંડીત પુત્રી ચીસ પાડી ઊઠી

લે કર વાત... ભારે ખર્ચો ને અથાગ મહેનતે થોડા દિવસમાં મંદિર તૈયાર કરાવ્યું ત્યારે બાઈજી કહે છે કે મંદિરમાં ભગવાનને પધરાવવા નથી!! આ તે કાંઈ વાત છે?

શું વાત છે? કંઈ વાતે વાંકું પડયું તને?

આ મંદિરમાં પ્રતિમા પધરાવશો તો નગરનો નાશ થશે'

'અરે નગરને અને આ પ્રતિમાને શું લાગે વળગે ?

તમે રહ્યા રાજકાજના માણસ તમને શાસ્ત્રની વાતમાં સમજ ન પડે।

મને સમજ ન પડે તો તું સમજાવ.

સૂર્યની ગતિ હંમેશા પૂર્વથી પશ્ચિમમાં થાય છે. આ મંદિરનું મુખ છે-પૂર્વાભિમુખ, પ્રતિમાનું મોઢું રહેશે પૂર્વમાં એની નજર પડશે નગર ઉપર એ નિષેધ છે... કાળે કરીને નહીં રહે આ મંદિર કે નહીં રહે નગર તમે ગમે તે સૂર્ય મંદિરનો ઈતિહાસ જોઈ જાવ... જ્યાં જ્યાં પૂર્વાભિમુખ સૂર્ય મંદિરો રચાયાં છે. ત્યાં ત્યાં નગર અને મંદિર ઉપર આફત ઉતરી જ છે."

પંડીત પુત્રી એકી શ્વાસે બોલી ગઈ.

તો પછી હવે થાય શું ? મંદિર તૈયાર થઈ ચૂક્યુ છે પ્રતિમા પણ હાજર છે. હવે માત્ર શાસ્ત્રવિધિ પ્રમાણે એની સ્થાપનાનો જ સવાલ બાકી રહે છે... આમ છેલ્લી ઘડીએ હવે ઉપાય શું થાય એનો કોઈ ઉકેલ ખરો કે નહીં ?

નગરના અને ગુજરાતભરના પંડિતો અને શાસ્ત્રીઓને બોલાવવામાં આવ્યાં સૂર્ય પ્રતિમાને આ મંદિરમાં સ્થાપવા અંગે શાસ્ત્રમાં કોઈ ઉપાય બતાવ્યો છે કે કેમ ? એ પૂછવામાં આવ્યું. પંડિતોએ ચર્ચા કરી વિચાર્યું, શાસ્ત્રીઓએ શાસ્ત્રોના ગ્રંથોમાંથી પ્રમાણ મેળવ્યું.

ભાઈ ! વાત તો સાચી હોં... ભલેને એ બાઈ રાવજી આપાજીની ઉપવસ્ત્ર હોય પણ ભારે પંડિત જણાય છે, જે નગર ઉપર સૂર્ય દ્રષ્ટિ પડે એ નગર નામશેષ બને...ઉત્તર ગુજરાતમાં જુઓ... કચ્છમાં જુઓ... અરે છેક કાશ્મીરમાં જઈને જોઈ આવો.

જ્યાં જ્યાં સૂર્યમંદિર ઊભા થયા ત્યાં ત્યાં આ જ વાત નડી છે... નગરનો નાશ...મંદિરનો...નાશસર્વનાશ... અરે ! આતો હાથે કરીને આફત ઓઢવા જેવો ઘાટ થયો છે. પંડિતો – શાસ્ત્રીઓના ચર્ચાનો આ સુર હતો.

ત્યાં તો એક વૃદ્ધ પંડિતે ઉપાય બતાવ્યો...પ્રતિમાના મુખ સમક્ષ એના આંગણામાં ઇંદ્રનું વાહન ઐરાવત હાથી જો મૂકવામાં આવે તો દોષનું નિવારણ થાય.

દિવાન રાવજી આપાજી આગળ આ વાત મૂકવામાં આવી. મંદિરના આંગણામાં ઐરાવત – હાથીની પ્રતિમાની સ્થાપના કરાવો. પછી કોઈ દોષ નહીં નડે.

હાથી ! ! ભલા કોઈ પણ મંદિરના આંગણામાં હાથી તો મેં કદી જોયો નથી. શંકરનો નંદી ખરો

અરે ! વિષ્ણુ માટે કાચબો...શક્તિ માટે વાઘ – સિંહ મૂકાયાની વાત જાણીતી છે પણ સૂર્ય મંદિરના આંગણામાં હાથી તો ક્યાંય જોયો નથી ! !

ગમે તેમ માનો પણ આ તો શાસ્ત્રની વાત છે. શાસ્ત્રનું પ્રમાણ છે શાસ્ત્રની આજ્ઞા છે. સૂર્ય દૃષ્ટિને ટાળવા માટે હાથી મૂકવો જરૂરી છે. પંડિતોએ છેવટનો ઉપાય બતાવીને ઊભા થઈ ગયા.

રાવજી આપાજી ચિંતામાં પડી ગયા. હવે આ હાથીની પ્રતિમા તૈયાર થાય ક્યારે ને અહીં ગોઠવાય ક્યારે ? પોતાના પ્રિયપાત્રને ખુશ કરવા આટલા ખર્ચે મંદિર બંધાવ્યું ત્યાં વળી આ નવી ઉપાધી ક્યાંથી આવી ?

ત્યાં તો એક દરબારીએ ઉપાય સૂચવ્યો...દિવાન સાહેબ ! ચિંતા શા માટે કરો છો ? આપણા નજીકમાંજ અણુ–સ્તુપ ટેકરી

ઉપર પેલો એ ખંડેર બનેલો સ્તુપ છે અને એ સ્તુપના આંગણામાં વિશાળ હાથીની પ્રતિમા એમજ પડી રહી છે. એ પ્રતિમાને આપણે અહીં ઉપડાવી મંગાવીએ તો કેવું ?

વાત તો સાચી...કંઈક સદીઓ પહેલા અણુસ્તુપની કોઠે સ્થાપના કરેલી...એ સ્તુપ તો કાળે કરીને નામશેષ થઈ ચૂકેલો...એની એક માત્ર નિશાની રૂપ આ હાથીની પ્રતિમા એના આંગણામાં ચારે ઋતુના ઘા સહન કરતી ઊભી હતી. એને લાવવામાં કોઈ વાંધો નહોતો.

થયું...તરતજ હુકમો છુટયા. માણસ મજુરો કામે લાગ્યાં અને અત્યારની અનસ્તુ ટેકરી ઉપરથી હાથીની તોતીંગ પ્રતિમાને સૂર્ય મંદિરના આંગણામાં ખડી કરી દેવામાં આવી.

શુભ દિવસને શુભ ચોઘડીએ મંગલ વાદ્યો વાગ્યાં વડોદરાની ધરતી ઉપર દિવાન રાવજી આપાજીના પ્રિયપાત્રની પ્રેરણાથી બંધાએલા સૂર્ય મંદિરમાં સૂર્ય પ્રતિમાની પ્રતિષ્ઠા વિધિસર કરવામાં આવી. એના આંગણામાં પેલા હાથીની પ્રતિમાના પણ પૂજન થયાં.

એ વાતને આજે બસો વર્ષ વીતી ગયાં છે. આજે તો રાવજી આપાજી પણ નથી હા...એની યાદ આપતો રાવપુરા વિસ્તાર આજે પણ લોકજીભે અમર છે. એટલે રાવપુરા છે ત્યાં સુધી દિવાન રાવજી આપાજી અમર જ છે ને ?

દિવાન રાવજી આપાજીના પ્રિય પાત્રનું નામ ભુલાઈ ચૂક્યું છે. પરંતુ એની પ્રેરણાથી તૈયાર થયેલું સૂર્ય મંદિર આજે પણ અડીખમ ઊભું છે અને નગરના કલ્યાણની રક્ષા કરતો પેલો ઈન્દ્રનો ઐરાવત હાથી પણ જોનારને ઘડીભર માટે આશ્ચર્યમાં મૂકી દે છે

કાળ વહી ગયો કહેણો રહી ગઈ છે વડોદરાના આનંદરાવ ગાયકવાડના રાજ અમલમાં થઇ ગયેલા દિવાન રાવજી આપાજી

અને એના પ્રિયપાત્રની સ્મૃતિ સંઘરીને બેઠેલું વડોદરાનું સૂર્યમંદિર અત્યારે તો અજરઅમર બની રહ્યું છે. આવતી કાલની કોને ખબર છે ?

પાછળથી મળતી એક હકીકત કહી જાય છે કે વડોદરામાં સૂર્યમંદિર બાંધવાની પ્રેરણા આપનાર દિવાન રાવજી આપાજીની પ્રિયતમા મૂળ સૌરાષ્ટ્રના કોઈ કાઠી દરબારની કુંવરી હતી અને કાઠીઓ સૂર્ય પૂજક હોવાથી એ નારીએ સૂર્યમંદિર માટે આગ્રહ રાખેલો.



## ૨૫ "દોસ્ત મહંમદ"

વડોદરાની ધરતીએ અનેક વારાફેરા લીધા અને એ ધરતી પરની ઈમારતોના રૂપરંગમાં પણ અવનવા આકારો ઊભા થતાંજ ા એ ધરતીનાં માનવીઓએ અનેક લીલી સુકી જોઈ. કંઈક અવ્યા કંઈક ગયાં. ઈતિહાસને પાને વડોદરાનાં અનેક નામો નોંધાયા ઇતિહાસને પાને આ ધરતીના કંઈક માનવીઓએ પોતાનો એકડો ોંધાવ્યો છે

એવા આ વિરક્ષેત્ર–વડોદરામાં હજુ તો ગઈકાલની જ વાત કહે-ય એવી વાત બની ગઈ. એ વાતમાં વડોદરાનો એક જવામર્દ ાનવી પોતાની ટેક અને નોખનો ઈતિહાસ આલેખી ગયો છે.

એ માનવી અને એ માનવીના ટેકની વાત બને હજુ તો હમણાં- એકસો વર્ષ પૂરાં થશે એ કથાના નાયકના વંશજો હજુ તો ાત છે. એ વંશજો પોતાના પૂર્વજોની ટેકનો ઈતિહાસ આજે ણ ગૌરવપૂર્વક યાદ કરે છે. પેલા જવામર્દ માનવીનો ઉત્તરાર્ધ જરે જોયાનું આજે પણ વડોદરાના કેટલાક માનવીઓ કહી રહ્યાં છે.

એ જવામર્દ માનવીનું નામ હતું દોસ્ત મહંમદ – માતા અને ાએ પાડેલું એ નામ એણે ખરેખર સાર્થક કરી બતાવેલું છે. દોસ્ત હંમદ ખરેખરા અર્થમાં પોતાના માલીકનો જાનીસાર દોસ્ત હતો.

ઈસુની ૧૮૭૦ની એ સાલ હતી. અને ત્યારે વડોદરાની ગાદી ઉપર એક 'કમનસીબ' માનવી સત્તાસ્થાને હતો. એ હતા શ્રીમંત મલ્હારરાવ ગાયકવાડ. મલ્હારરાવ ગાયકવાડ માટે ઈતિહાસને પાને એક પણ સારો શબ્દ લખાયો નથી. કહોને કે લખવા દેવામાં

આવ્યો નથી. નગરની અને રાજ્યની પ્રજામાં પણ સ્વાર્થી અને ખટપટી માનવીઓએ એ રાજવીને 'દુષ્ટ માનવી' તરીકે ચિતરવામાં મણા રાખવામાં આવી નથી.

એક રાજવી તરીકે કદાચ મલ્હારરાવ ગાયકવાડ કુશળ રાજકર્તા નહીં હોય અને હોય પણ ક્યાંથી? જીંદગીના મહામુલા વર્ષો જેણે કેદની અંધારી કોટડીમાં ગાળ્યા હોય જ્યાં એ માનવિના વ્હાલા પણ વેરી બન્યાં હોય એવા માનવી પાસેથી મોટી આશા તો ક્યાંથી રખાય?

એના વહીવટની ઉજળી બાજુ અંધારામાં–જાણી બુઝીને અંધારામાં હડસેલી દેવામાં આવી છે. તાજેતરમાં જ વડોદરા મ્યુ. કોર્પોરેશનના વહીવટ અંગે જે વિગતો બહાર પડેલી તેમાં ૧૮૭૦થી ૧૮૭૫ દરમ્યાન સારી વ્યવસ્થા હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મલ્હારરાવ ગાયકવાડના સારાં કામો શોધવા જઈએ તો ઘણાં મળી આવે તેમ છે. પરંતુ આ બધીએ વાતોને તે વેળાના અંગ્રેજ સત્તાધીશોએ ક્યાંય પણ નોંધમાં ન લવાય તે વાતની પુરતી તકેદારી રાખી હતી.

ગમે તેમ હોય પરંતુ એ એક માનવી તરીકે સારો હતો એ હકીકતો એણે પ્રજા માટે પ્રજાના ઉપયોગ માટે બંધાવેલાં સ્થાનો ઉપરથી પ્રતિત થાય છે.

એ રાજવીનો અંગ્રેજ સત્તાધીશોની દ્રષ્ટિએ જો કોઈ વાંક ગુનો હોય તો તે એજ હતો કે એ રાજવી પરદેશી સત્તા અને પરદેશીઓને ધીક્કારતો હતો. અને સન સત્તાવનના પ્રથમ સ્વાતંત્ર્ય જંગમાં એણે બળવાખોર સૈનિકોના કુટુમ્બીઓનું પાલન પોષણ કર્યું હતું અને છુપી રીતે ખૂદ પોતે પણ એ બળવાખોરો અને બળવાનો ટેકેદાર હતો. પરદેશીઓની નજરે સ્વદેશ ભક્તિ ગુનો બની ચૂક્યો હતો. અને આ વાતનુ વેર એ પરદેશી સત્તાએ મલ્હારરાવ



સામે જીંદગીભર લીધું આ હકીકત ઇતિહાસના પાને નોંધાઇ ચૂકેલી છે. મલ્હારરાવ ગાયકવાડની એ કથા તો ઘણી લાંબી છે. આપણે તો આજે એ રાજવીના એક સરદાર દોસ્ત મહંમદની વાત જાણવી છે ને?

આ દોસ્ત મહંમદ તે અત્યારે પાણી દરવાજા તરફ જતાં જે ડાસુમીયાની હવેલીના નામે ઓળખાતી ઈમારત છે તેનો માલીક અને મલ્હારરાવ ગાયકવાડનો એક સરદાર, દોસ્ત મહંમદની કામગીરી ગાયકવાડની ગાદી અને એ ગાદી ઉપર બેસનાર રાજવીની રક્ષા કરવાની હતી. વંશપરંપરાથી આ ફરજ ચાલી આવતી હતી. આ-મુંમીયાં જાસુમીયાંનો એ વારસદાર પણ પોતાની ફરજ વફાદારીથી બજાવતો હતો.

સન ૧૮૭૦ થી ૧૮૭૫ ના પાંચ વર્ષના ગાળામાં અંગ્રેજ વિરોધી મલ્હારરાવ ગાયકવાડ ઉપર કંઈક વીતી ગઈ. વિરોધ પક્ષે અંગ્રેજી સત્તા અને એ સત્તાના હાથા બનેલા દેશી માણસોએ ઠરીને રાજ કરવાનો એક દિવસ પણ એ રાજવીને ન આપ્યો અને નિષ્ફળ રાજવીનું આળ એના પર મૂકાયું.

મલ્હારરાવ ગાયકવાડ સામે તપાસ કરવા નિમાએલા તપાસ પંચમાં એકે આરોપ ટકી ન શકયો અને ત્યારે એકાદ વર્ષ બાદ મહારાજા સામે બીજું કાવત્રુ ઊભુ કરવામાં આવ્યું. વડોદરાનો અંગ્રેજ રેસીડન્ટ કે જેની બદલી પણ થઈ ચૂકી હતી. તેને ઝેર આપવાનો આરોપ મહારાજા સામે મૂકવામાં આવ્યો.

વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડ સામે રેસિડેન્ટનું મોત નિપજાવવાનો પ્રયત્ન કરવાનો આરોપ? વડોદરાની પ્રજા આ વાત સાંભળીને હબકીજ ગઈ. ન્યાયનું નાટક ભજવાયું. બેલેન્ટાઈન જેવો લંડનનો પ્રસિદ્ધ વકીલ મહારાજાના બચાવ પક્ષે હતો. એ અંગ્રેજ

બચ્ચાએ અંગ્રેજી સલ્તનત કે તાજની શેહ–શરમ રાખ્યા વિના મહા રાજા સામેના કાવત્રાનો બધોએ ભંડો ફોડી નાંખ્યો. મહારાજા સામે એ આરોપ પણ ન ટકયો. હવે શું થાય? મલ્હારરાવને કોઈ પણ હિસાબે વડોદરાની ગાદી ઉપરથી હટાવવોજ હતો. છેવટે એમનો રાજકારોબાર વ્યવસ્થિત નથી. પ્રજાની બેન દિકરીની આબરૂ એમના રાજમાં સલામત નથી એવું બહાનું કાઢીને મહારાજાને પદભ્રષ્ટ કરવાનો નિર્ણય લેવાયો. મલ્હારરાવને નાલાયક ઠેરવીને હદપાર કરવાની કારવાઈ હાથ ધરવામાં આવી.

હિંદના દાદા દાદાભાઈ નવરોજજી જેવાને પોતાના દિવાન તરીકે લાવનાર માનવી આખરે ઈતિહાસને પાને બ્રિટિશ સલ્તનતની કાળી ડાયરીને પાને નાલાયક માનવી–અંધેર વહીવટકર્તા તરીકે જાહેર થયો.)

તા. ૨૨મી એપ્રિલ ૧૮૭૫નો એ દિવસ હતો. વડોદરાની ધર-તી ઉપર સ્મશાન શાંતિ છવાઈ ગઈ હતી. પ્રજાના મન પર ભયનો સન્નાટો પથરાઈ ગયો હતો.

વડોદરાના રાજવીને કેદ કરીને મદ્રાસ લઈ જવાની ગોઠવણો આકાર લઈ રહી હતી. સવાલ એ હતો કે મલ્હારરાવને કેદ કરવો કયા સ્થળે? વડોદરાના રાજમહેલમાંથી જો કેદ કરવામાં આવે તો પ્રજાના બળવાનો ભય અંગ્રેજ સત્તાને ડરાવી રહ્યો હતો. ત્યારે બીજી તરફ કેમ્પની ધરતી ઉપર બોલાવીને કેદ કરવાનું પણ યોગ્ય લાગતું નહોતું. આ ગડમથલની ખબર મલ્હારરાવને પડી. પોતાના સાથીદાર દોસ્તમહંમદને લઈને એકમાત્ર વિશ્વાસુ ગાડીવાન રત્નાને સાથમાં રાખી મલ્હારાવ કેમ્પમાં રેસિડેન્ટને મળવા માટે ઉપડયો. તાજના પ્રતિનિધિને કહ્યું કે મને વડોદરાની ધરતી ઉપરથી અટકમાં લઈ મારી ફજેતીમાં વધારો કરો તેના કરતાં તમારી જ હદમાં મને પકડો લ્યો હું સામે ચાલીનેજ તમારી પાસે આવ્યો છું.



રેસિડેન્ટે આ રીતે પકડવા તૈયારી ન બતાવી આખરે નક્કી થયું. કે જ્યાં કેમ્પ અને વડોદરાની સરહદ મળે છે એ વિશ્વામીત્રીના કિનારા આગળથી મહારાજાને અટકમાં લેવા.

વફાદાર રત્ના ગાડીવાને મહારાજાને વિનંવી કરી હજુર! કહો તો ગાડી દોડાવી મૂકું ગાદી અને ગાદીના માલિકના રક્ષક દોસ્તમહંમદે આગ્રહ કર્યો માલિક! કહો તો એ ગોરાઓ સામે એકલે હાથે ઝઝુમુ.

પરંતુ એ રાજવી કાળબળને ઓળખી ચૂકયો હતો. એણે એ રીતે મુક્ત થવા ના પાડી. પ્રજાનું કે પોતાના વફાદાર માણસોનું લોહી રેડાય એ વાત એને જરાયે રૂચતી નહોતી, એને આ ખટ-પટી સંસાર ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો હતો.

મલ્હારરાવે કેદ સ્વીકારી લીધી. અને દોસ્તમહંમદ ભાંગેલા પગે પોતાની ડેલીએ પાછો ફર્યો. પરંતુ આ શું? પોતાની ડેલીના તાતીંગ દરવાજા આજે બંધ કેમ? દોસ્ત મહંમદ જમાદારની ડેલીને કયો ભય આભડી ગયો હતો?

મનમાં અનેક શંકા–કુશંકા સાથે દોસ્તમહંમદે ડેલીના દર-વાજા ખટખટાવ્યા. અને ડેલી ઉપરની ડોકાબારી ખુલી.

સવાલ આવ્યો કોણ દરવાજો ખટખટાવે છે? જમાદાર દોસ્ત-મહંમદે ઉંચે જોયું.

ડેલીના તાતીંગ દરવાજા ઉપરની મેડીમાંથી વુદ્ધ મા આ સવાલ પૂછી રહી હતી. દોસ્તમહંમદને આશ્ચર્ય થયું. મા પોતાને જોતી હોવા છતાં આવો સવાલ કેમ?

તેમ છતાં દોસ્તમહંમદે માતાને જવાબ વાળ્યો. મા! એ તો હું છું દોસ્તમહંમદ.

કોણ દોસ્તમહંમદ? દોસ્તમહંમદ ના કાળજા ઉપર ઘા દેતો વળી પાછો સવાલ આવ્યો.

'હું દોસ્તમહંમદ તારો દિકરો મા !'

જે માણસ પોતાની ફરજ ન બજાવી શકે તે મારો દિકરો ન હોય. મારો દોસ્તમહંમદ મારી નજરે મરી ચૂકયો છે. એમ કહીને એ વૃદ્ધ નારીએ બારીનાં બારણાં ધડાકા સાથે બંધ કરી દીધાં. અને એ બંધ દ્વાર પાછળથી વૃદ્ધનારીનો અવાજ દોસ્તમહંમદના કાને અફળાયો.

ડોસુ ! તેં મારી કુખ લજવી. તારા બાપદાદાના નામને બટ્ટો લગાડયો છે તુ જા અહીંથા મારી નજર આગળથા કયાંક દૂર ચાલ્યો જા...તારા રાજાને છોડાવવાની તારા કાંડામાં તાકાત ન હોય તો એ કાંડા પર ચુડીયો પહેર.

જમાદાર દોસ્તમહંમદને માતાના વચનો કાળજામાં ભોંકાઈ ગયાં. કહેવાય છે કે જમાદાર દોસ્તમહંમદે એ પછી પોતાની દાઢી મુછ મુડાવી નાંખ્યાં અને જીંદગીભર હાથે ચુડીઓ પહેરી હતી. અને જે ડેલીએથી માતાએ જાકારો દીધો હતો એ ડેલીમાં ફરી કદી પણ પગ મૂકયો ન્હોતો.

આજે તો એ જમાદાર દોસ્તમહંમદ જીવંત નથી. પરંતુ એમની આ ટેકની કથા સાંભળીને વડોદરાના માનવીઓ એ જવાંમર્દ માનવીને ગૌરવથી સંભારે છે દોસ્તમહંમદની ટેકીલી માતા માટે પણ વડોદરા ગૌરવ ધરાવે છે.

જમાદાર દોસ્તમહમદની યાદ આપતો ડોસુમીયાનો ખાંચો આજે પણ શ્રીમંત જમનાબઈની યાદ સંઘરીને બેઠેલા દવાખાના પાસે મોજુદ છે. અને એ ખાંચામાં આવેલી ડોસુમીયા–દોસ્તમહંમદની કબર આગળ મુકાતા લોબાનનો ધુપ એની ટેકની સુવાસ આજે પણ ફેલાવી રહ્યો છે.





# 'કુતુબુદ્દીનનો હજીરો'

## ૨૬

મોગલયુગે ભારતને સ્થાપત્યનાં સર્વોત્તમ નમૂના ભેટ ધર્યા છે એ હકીકતનો ઈન્કાર કોઈથી થઈ શકે તેમ નથી. છેક કાશ્મીરથી કન્યાકુમારી સુધી તમે નજર દોડાવો અને તમને કયાંકને કયાંક મોગલ યુગનું સંભારણું જડયા વીના નહીં જ રહે.

ભારતમાં એવો હતો એ યુગ અને એવા યુગના મોગલ શહેનશાહોની તવારીખ પણ અનોખી હતી.

ભારત ઉપર બહારથી અનેક આક્રમકો આવ્યા. આવ્યા ને એમણે માત્ર લુંટો ચલાવી કત્લે આમનો ઈતિહાસ નોંધાવી ગયા. એમાં મુસ્લીમ આક્રમકો પણ હતા. તેમ છતાં એ બધામાં આ મોગલ લોહીની વાત કંઈક જુદી જ હતી. એમનો વ્યવહાર ને સંસ્કાર સંસ્કૃતિમાં કંઈક એવું હતું કે જે લુંટવામાં નહીં પરંતુ લુંટવામાં આનંદ માને.

એમના પહેલાં આવેલા મુસ્લીમ આક્રમકોએ ભારતની હિંદુ સર્જીત કલાકારીગીરીને નામશેષ કરવાનો પ્રચંડ પ્રયત્ન આદર્યો અને ખંડેરો ઉપર પોતાનું નામ મૂકી જવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા જ્યારે મોગલો ભલે બહારથી અહીં આવ્યા. પરંતુ ભારતની ધરતીને પોતાનું વતન બનાવી પોતાની આગવી રીતે આ ભૂમિને શણગારવા માંડી.

એમાં બાબર પછી દિલ્હીના તખ્ત પર આવેલા હુમાયુના સમયથી મોગલોનાં પગલાં ગુજરાત ઉપર પડયાં હતાં.

Scanned by CamScanner

(ઘણા થોડાને ખબર હશે કે બાદશાહ હુમાયુએ વડોદરાની ધરતી ઉપર પગ મૂકયો હતો. અરે ! ચાંપાનેરના જંગલમાં એણે સંખ્યાબંધ હાથીઓનો શીકાર ખેલ્યાની હકીક્ત પણ ઇતિહાસને પાને નોંધાએલી છે )

એ કાળે ગુજરાતની ધરતી ઉપર મતલબ કે અમદાવાદના સુલતાની તખ્ત ઉપર બીરાજતો હતો બહાદુર શાહ એ બહાદૂર શાહની આણ વર્તતી હતી વડોદરાની ધરતી ઉપર.

એ બહાદુર શાહનો એક સરદાર રૂમીખાન ... આમતો એ રૂમીખાન હતો. તો ગોલંદાજ પરંતુ સર્વવાતે પાકો ને પાવરધો હતો. બહાદુર શાહ પાસે એનું ચલણ ભારે મતલબ કે બહાદુરશાહને રૂમીખાન ઉપર વિશ્વાસ–ઇતિબાર પુરો.

આ રૂમીખાને અત્યારે ચાર દરવાજા વચ્ચેના વડોદરાને ઘાટ આપેલો. બેશક એમાંનો લાહેરી દરવાજો–અત્યારના લહેરીપુરા દરવાજાને રૂપરંગ કંઈક પાછળથી અપાયાં હોય એમ એના ઘાટ અને બાંધણી ઉપરથી દેખાઈ આવે છે.

એ રૂમીખાને બહાદુરશાહને રાજકાજમાં ઠીક ઠીક મદદ કરેલી... સુલતાનના મનને આનંદ આપે એવી નગર રચના એણે કરી ત્યાં સુધી તો વાત જાણે કે ઠીક છે.

પરંતુ માનવીના મનને કોણે સમજી શકયું છે. જયાં માનવીના મનનું અતલ ઊંડણ ન મપાય ત્યાં પછી એ મન ધરાવતા માનવીને ઓળખવાનો દાવો કરવો વ્યર્થજ ગણાય ને ?

સુલતાન બહાદુરશાહ રૂમીખાનને ઓળખવામાં થાપ ખાઈ ગયો. ગઈકાલ સુધી સુલતાન બહાદુરશાહને પડખે રહીને યુદ્ધના મેદાન ઉપર પોતાની માનીતી તોપ અને તોપચીઓની ટુકડી સાથે સૌથી મોખરે રહેનારો રૂમીખાન બહાદુરશાહ અને બાદશાહ હુમાયું



વચ્ચેના યુદ્ધમાં એક કોર ખસી ગયો અને બાદશાહ હુમાયુને મળી ગયો. પરિણામ જે આવવું જોઈતું હતું તેજ આવ્યું. સરદાર રૂમીખાને દગો કરતાં બહાદુરશાહ હાર્યો અને બાદશાહ હુમાયુની જીત થઈ. અને પછી તો જીતેલો દુશ્મન હારેલા મુલક ઉપર જે વિતાડે એવુંજ કંઈક હુમાયુએ ગુજરાત ઉપર કર્યું. સાચુ જુઠું તો કોણ જાણે પણ ઇતિહાસને પાને આલેખાયું છે કે હુમાયુંએ ગુજરાતની જીત પછી લુંટ ચલાવેલી.

આ લુંટમાં હુમાયુને સુલતાન બહાદુરના મહેલમાંથી એક પોપટ મળી આવ્યો હતો.

સોનાના પીંજરમાં રહેતા એ પોપટને હુમાયુએ પોતાની પાસેજ રાખી લીધો.

એક દિવસની વાત છે.

વડોદરામાં ભદ્રના કિલ્લામાં ભરાયેલા વિજય દરબારમાં હુમાયુ પેલા પોપટ સાથે બેઠો હતો. એવામાં રૂમીખાને દરબારમાં પ્રવેશ કર્યો.

પોપટે તુરતજ બોલાવા માંડયું.

નિમક હરામ રૂમીખાન ... રૂમીખાન નિમક હરામ છે. એક પક્ષીને પણ પોતાના માલીક માટે આટલી લાગણી હતી. આટલું બધું માન હતું. ગુજરાતની હવામાં ગુજરાતના પાણીમાંજ એવું કંઈક છે કે એ હવા લેતા ને પાણી પીતા જીવને નિમક હરામી સામે ભારે નફરત રહે છે. આ કથા એ વાતની શાખ પૂરે છે.

ગમે તેમ પણ હુમાયુને હાથે પરાધીન બનેલું ગુજરાત ફરીથી થોડાક સમય માટે સ્વતંત્ર થયું અને છતાં આખરે અકબરે સત્તા ઉપર આવતાં ફરીથી ગુજરાત જીતી લીધુ.

ગુજરાત મોગલ સામ્રાજયનો એક ભાગ બની ગયું અને ગુજરાત ઉપર મોગલ સુબાઓની હાક અને ધાક વાગવા માંડી.

એ અકબર બાદશાહના યુગની એક ઈમારત વડોદરાના પાદરમાં આજે ચારસો પાંચસો વર્ષથી અડીખમ ઊભી છે.

પાંચસો વર્ષ જુની ઈમારત સર્વાંગ સુંદર અને જરા પણ ખંડીત થયા વિનાની ઈમારત તે કુતુબુદ્દીનનો રોજો.

આ ચારસો પાંચસો વર્ષના ગાળામાં ગુજરાતની ધરતી ઉપર અનેક સત્તાઓ આવી અને ગઈ કાળની કરવત ઉપર કંઈક ઈમારતો ખંડેરોમાં પલ્ટાઈ ગઈ. કંઈક પડતર ધરતી ઉપર નવી નવી ઈમારતો પણ બંધાઈ. આ બધાની વચ્ચે તાઢ-તાપ અને વર્ષાના કાળધા ઝીલતાં ઝીલતાં એ કુતુબુદીનનો રોજો આજે પણ હજુ ઉન્નત મસ્તકે વડોદરાના પાદરમાં ઊભો છે.

રોજાની બાંધણીમાં જાણે કે એના બંધાવનાર અને બાંધનારે અમર ઈંટો કે અમર રસાયણ ન રેડયું હોય !!

કુતુબુદ્દીનનો હજીરો– આ નામ અને એ ઈમારત વડોદરાવાસીથી અજાણ્યાં નથી. તેમ છતાં એની પાછળનો ઈતિહાસ ઘણા થોડાની જાણમાં હશે.

અત્યારના વડોદરાના દક્ષિણે મકરપુરા જતાં માર્ગમાં ડાબી બાજુએ વિશાળ મેદાનની મધ્યમાં આ હજીરો આવેલો છે. પહેલાંના દંતેશ્વર ગામના સીમાડા ઉપર એ ભવ્ય ઇમારતે પોતાનું આગવું સ્થાન જમાવ્યું છે.

આ શાનદાર હજીરાનો ઈતિહાસ જાણવા માટે આપણે શહેનશાહ અકબરના યુગમાં ડોકીયું કરવું પડશે.

હુમાયુ પછી ગાદીએ આવેલા અકબરે ગુજરાત લીધું અને એના પ્રથમ સુબા તરીકે પોતાની ધાવ માતાના પુત્ર મીર્ઝા અઝીઝ કોકાની નિમણુંક કરી ૧૫૭૫ માં.



આ મીર્ઝા અઝીઝ કોકાનો એક કાકો હતો એનું નામ કુતબુદ્દીન.

મીર્ઝા અઝીઝ કોકાએ વડોદરાનું લશ્કરી દ્રષ્ટિએ મહત્વ ધ્યાનમાં લઈને વડોદરા અને એના આજુબાજુના વિસ્તારોના વહીવટ માટે પોતાના કાકા કુતુબુદ્દીનને વડોદરામાં પોતાના પ્રતિનિધિ તરીકે મૂકયો.

પાછળથી કુતુબુદ્દીનનો હજીરો જેના નામથી પ્રસિદ્ધ થયો છે તેજ આ કુતુબુદ્દીન.

પરંતુ સવાલ એ થાય છે કે આ હજીરો બંધાવ્યો કોણે ?

કેટલાક વિદ્વાનોના મતે એમ કહેવાય છે કે અકબરની ધાવમાતા કે જે પોતાના પુત્ર સાથે પાછળથી ગુજરાતમાં રહેતી હતી. એ ધાવમાતાની અંતિમ વિધિ 'આબદબ' થાય એ માટે શહેનશાહ અકબરે મીર્ઝા અઝીઝને આવો હજીરો બાંધવા સૂચવ્યું હતું અને અકબરની સૂચના પ્રમાણે અઝીઝ કોકાએ વડોદરાની ધરતી ઉપર પોતાની માતા માટે આ હજીરો બંધાવ્યો.

જ્યારે બીજો મત એવો છે કે કુતુબુદ્દીને પોતાની આખરી આરામગાહ માટે આ હજીરો બંધાવ્યો હશે.

આ બાબતમાં જરાક ઉંડા ઉતરીને તપાસતાં માલમ પડે છે કે હજીરો બંધાવનાર તો મીર્ઝા અઝીઝ કોકા જ હોવો જોઈએ. કારણ કે મીર્ઝા અઝીઝ કોકાએ પાટણમાં બંધાવેલા હજીરાને આબેહુબ મળતો આ હજીરો છે. એની બાંધણી પાટણના હજીરા જેવી જ છે. પાટણનું ખાન સરોવર પણ મીર્ઝા અઝીઝની આજે પણ યાદ આપે છે.

ગમે તેમ હોય પરંતુ વાત એમ બની કે વડોદરાની ધરતી

ઉપર પોતાને નવાબ કહેવડાવતા કુતુબુદ્દીનનું ૧૫૮૫માં વડોદરામાં ખૂન થયું. અને એના મૃતદેહને આ હજીરામાં દફનાવવામાં આવ્યો.

હજીરામાં કુતુબુદ્દીનની કબર આજે પણ મોજુદ છે. એ ઉપરાંત હજીરામાં બીજી પણ કબરો છે. બનવા જોગ છે કે એમાંની એકાદ કબર અકબરની ધાવમાતાની પણ હોય.

વડોદરાની ધરતી ઉપર ચારસો વર્ષથી અણનમ ઉભેલી એ ઈમારત જોવા જેવી છે.

જમીનથી બાર ફુટ ઉંચાઈનું ચણતર કરીને ઉપરથી એનું બાંધકામ શરૂ થાય છે. હજીરા નીચે એક ભોંયરૂ હોવાની અને એ ભોંયરા દ્વારા પાવાગઢ જવાનો માર્ગ હોવાની દંતકથા જાણીતી જ છે આજે તો એ કહેવાતા ભોંયરાનો પ્રવેશમાર્ગ બંધ કરી દેવામાં આવ્યો છે. ઈમારતની અંદરનું સુંદર કોતરકામ મોગલયુગની કલાપ્રિયતાની અહીં સાક્ષી પૂરે છે.

દિવાલ ઉપર કુરાને શરીફનાં સુત્રો અંકિત કરાયાં છે.

વડોદરાની ધરતી પરની એ ઈમારતને કેટલાએ અંદરથી જોઈ હશે એ એક પ્રશ્ન છે.

ગુજરાતની ધરતી ઉપર–વડોદરાની ધરતી પર મોગલોના પ્રતિનિધિ કુતુબુદ્દીન અને તેના કુટુંબીઓની આરામગાહ બનેલું એ સ્થાન એની ઐતિહાસિક અગત્ય અને મહત્તા આજે પણ જાળવી રહ્યું છે. એનું બાંધકામ જોઈને આપણા અત્યારના સ્થપતિઓને પ્રેરણા મળે એવું એ સ્થાન છે.



# ૨૭ "ભૂતિયો વાડો"

આ જગતમાં જીવ જન્મ લે છે. અને એ ધરતી ઉપર જન્મેલો જીવ માનવદેહે અનેક એષણાઓ ઈચ્છાઓ લઈને વધે છે એ પછી કાળક્રમ પ્રમાણે નશ્વરદેહને છોડી જાય છે. નાશવંત કલેવર પંચભૂતમાં ભળી જાય છે પરંતુ પાછળ રહી જાય છે એની પેલી અધુરી ઈચ્છાઓ અને પરિણામે આપણી માન્યતા પ્રમાણે પેલો જીવ અવગતે જાય છે. બાકી રહેલી એષણાઓને ઝંખતો એ આ ભવાટવીમાં અટવાયા કરે છે. માનવીની ઈચ્છાઓ ક્યારે પૂરી થઈ છે ?

આ તો થઈ માનવીના જીવનક્રમની વાત. મૃત્યુ પછી પેલો કહેવાતો જીવાત્મા જીવ કહો કે આત્મા કહો તે ક્યાં જાય છે ? એનો ભેદ હજુ ભાવિના ગર્ભમાં જ છુપાએલો પડયો છે.

પુરાણ કથાઓ અને આપણી માન્યતાઓ આપણને કહી જાય છે કે ચોરાસી લક્ષ ફેરામાં જીવ ફરી ફરીને જન્મ લઈ અંતે મોક્ષ મેળવે છે. મતલબ કે સનાતન જીવ એક પછી એક યોની અને ખોળીયાં બદલ્યા જ કરે છે. આ તો છે એક ગુઢ ચર્ચાનો વિષય, જન્મ અને મરણ એ તો કુદરતનો ક્રમ અને એ ક્રમમાં આજનું વિજ્ઞાન જયાં સુધી કંઈક શોધીને જવાબ ન વાળે ત્યાં સુધી આપણે તો એ અગમ્ય વાતો પાછળ અટવાતા રહેવાનું ને ?

જન્મ–મરણની ગુઢ ચર્ચામાં આપણે અત્યારે નહીં ઉતરીયે આજે આપણે વડોદરાની ધરતી ઉપર બની ગયેલી એક એવી વાત કરવાના છીયે કે આજ સુધી એનો કોઈ જવાબ નથી.

એ વાતમાં અવગતે ગયેલા રહી ગયેલી ઈચ્છાઓ પૂરી કરવા અવગતે ગયેલા જીવે વડોદરાની ધરતી ઉપર બબ્બે સ્થાનો માટે ઈતિહાસ પૂરો પાડયો છે.

ભૂત પ્રેતમાં આજનો માનવી ભલે ન માનતો હોય. એ વસ્તુને એની વાતો ભલે માત્ર એક વ્હેમ હોય પરંતુ મળતી હકીકત અને આજે પણ મોજુદ એવાં સ્થાનો એ હકીકતના નક્કર પુરાવા બનીને વડોદરાની ધરતી પર આજે પણ ઊભા છે એ વાતની કોઈથી, ના પાડી શકાય તેમ નથી.

રહી ગયેલી વાસના–ઈચ્છાના પ્રબળ બંધને બંધાયેલો જીવ અવગતી પ્રાપ્ત કરે છે અને પોતાની ઈચ્છીત વસ્તુ વ્યક્તિ કે સ્થળ આગળ તે ભમ્યા કરે છે એના સમર્થનમાં ઘણી ઘણી કથાઓ આપણે ત્યાં મોજુદ છે.

ઈ. સ. ૧૮૪૭ની એ સાલ હતી. મહારાજા સયાજીરાવ બીજા મૃત્યુ પામતાં એમના પછી એમનો મોટો પુત્ર ગણપતરાવ ગાયકવાડ વડોદરાની ગાદીએ માત્ર વીસ જ વર્ષની ઉંમરે બેઠો. યુવાન ગણ-પતરાવમાં જુવાનીનું જોમ અને જુસ્સો હતો.

આ એજ ગણપતરાવ ગાયકવાડ હતા કે જેમના વખતમાં વડોદરાને આંગણેથી પહેલી જ વખત રેલગાડી દોડી હતી. બોમ્બે-બરોડા એન્ડ સેન્ટ્રલ ઈન્ડીયા રેલ્વે બી. બી. સી. આઈ.નો જન્મ થયો હતો. આ હકીકતથી કોણ અજાણ હશે ?

વડોદરા શહેરની મધ્યમાં માંડવીની તોતીંગ ઈમારતના શીખર ઉપર ભગવો ઝંડો ગાયકવાડી સત્તાનું નિશાન બનીને ફરકતો હતો અને તે કાળે મકરપુરા, નઝરબાગ કે લક્ષ્મીવિલાસ રાજમહેલોના નામો નિશાન પણ નહોતાં અને હોય પણ કયાંથી ? ગણપતરાવ પછી ગાદીએ આવનારા ગાયકવાડોની એ તો દેન છે ને ?



પરંતુ ત્યારે માંડવીથી ચાંપાનેર દરવાજાનો રાજમાર્ગ એટલે રાજદરબારનો માર્ગ એ માર્ગેથી પસાર થતો માનવી પુરી અદબથી પસાર થતો આજનો 'લીલો બંગલો' તે કાળની રાજહવેલી એ રાજહવેલીના ખંડેરોને જો વાચા હોત તો આપણને ગાયકવાડોનો કંઈક ગુપ્ત ઈતિહાસ જાણવા મળત. પરંતુ મુક ઈમારતોને વાચા નથી આપી એ જ સારું થયું છે. એ ઈમારતોને કે એના અવશેષોને વાચા ભલે ન હોય પરંતુ એના સંકેતો આપણને ઘણી વાતો કહેતા હોય છે. હા...એ સંકેતો સમજવાની આપણામાં શક્તિ અને ઈચ્છા હોવી જોઈએ.

વડોદરાના ગાયકવાડોના એ રાજવાડાને અડીને એક પોળ આવેલી છે. એ પોળ તે 'મહેતા પોળ' એ મહેતા પોળનું પ્રવેશદ્વાર તોતીંગ કમાડો ધરાવતો દરવાજો અત્યારની પ્રજાને માટે તો માત્ર કલ્પના કરવી જ રહી. હા અત્યારે વનમાં પ્રવેશેલાં ઘણાં માનવી-ઓએ મહેતા પોળનાં કમાડબંધ દરવાજાને નજરે જોયેલો એ વાતની ના નહીં !

એ મહેતા પોળ એટલે આજની સામાન્ય માનવીઓથી ઉભરાતી મહેતા પોળ નહીં પરંતુ ઈતિહાસને પાને જેણે 'મહેલે મહેતા પોળ'નું બીરૂદ પ્રાપ્ત કર્યું છે એવી મહેતા પોળ.

એ મહેતા પોળનો લલ્લુ મહેતા વડોદરા જેને લલ્લુ બહાદર કહીને યાદ કરે છે. એ લલ્લુ બહાદરની હાક અને ધાક વાગતી હતી.

ભલભલા ચમરબંદીને એ લલ્લુ બહાદર પાસે નાણું લેવા માટે હાથ ધરવો પડતો હતો. એવો એ વડોદરાનો શાહ સોદાગર લલ્લુ બહાદર હતો. એ લલ્લુ બહાદરની હવેલી આજે પણ મહેતા પોળના નાકે એનું આગવું ગૌરવ ધરાવતી ઉભી છે અને ત્યારે રાજકાજનો

હિસાબ રાખનારા સેંકડોની સંખ્યામાં મહેતા મુત્સદ્દીઓથી એ આખોએ વિસ્તાર જાગતો હતો.

એ મહેતા પોળનો દરવાજો અને લલ્લુ બહાદરની હવેલીને ડાબે હાથે છોડી જરાક આગળ જતાં જમણે હાથે એક ખાંચો આવે છે એ ખાંચામાં આજે તો વૈષ્ણવ સંપ્રદાયનું શ્રી ગોવર્ધનનાથજીનું પ્રસિદ્ધ મંદિર આવેલું છે.

ઈ. સ. ૧૯૪૭–૪૮ સુધી તો એ સ્થાન ઓળખાતું હતું 'ભૂતિયાવાડા' તરીકે.

આ 'ભુતિયા વાડા'નો મુળ માલીક હતો વિઠ્ઠલરાવ રિસાલદાર.

પેઢી દરપેઢીથી રાજની લશ્કરી નોકરી કરવાનો એમનો શિરસ્તો અને પરિણામે એ વાડો 'રિસાલદારના વાડા' તરીકે લોકોમાં જાણીતો.

એ રિસાલદારના વાડાના દરવાજે એક કાળે ખુલ્લી તલવારે સિપાઈઓ પહેરો ભરતા હશે.

એક કાળ એવો પણ હશે કે જ્યારે વાડાના વિશાળ આંગણમાં લશ્કરી ઘોડેસવારો પોતાના માલીકના હુકમની રાહ જોતા થનગનતા હશે. લશ્કરી અદબ અને લશ્કરી દિમાગથી કંઈક માનવીઓ વાડા સામે ઉંચી આંખ નહીં કરી શકતા હોય. પરંતુ એ બધું હશે ત્યારે હશે...આજ...જવાદો આજની વાત કાળબળ આગળ બધુ યે નકામું છે.

દુશ્મનના હાડ ધ્રુજાવી દેતો વિઠ્ઠલરાવ રિસાલદાર એક દિવસ કાળને આધીન બન્યો. યુવાન વિઠ્ઠલરાવ અકાળે મૃત્યુ પામ્યો. એ વિઠ્ઠલરાવના દેહને તો પંચત્વમાં મેળવી દેવાયો. પરંતુ વાસનાથી સભર એનો જીવ અવગતે ગયો.



વાત એમ હતી કે આ રિસાલદાર કુટુંબ પાસે વંશ પરંપરાથી અનર્ગળ ધનભંડાર હતો. વાડામાં પ્રવેશતાં કચેરીના ડાબા હાથે આવેલા એક છુપા ભોંયરામાં એ લક્ષ્મીના ઢગ વધે જ જતા હતા.

ચોથ અને સરદેશ મુખી ઉઘરાવવા જતાં મરાઠા સૈન્યો અંગત રીત સારી જેવી લૂંટ ઊઠાવી લાવતા એ તો ઐતિહાસીક સત્ય છે. રિસાલદારના પૂર્વજોએ પણ એવી લક્ષ્મી ભેગી કરેલી, વિઠ્ઠલરાવ રિસાલદારથી એ લક્ષ્મીનો મોહ કેમે કરીને છુટતો ન હોતો. લક્ષ્મીનો મોહ કોનાથી છુટયો છે?

પરંતુ કાળ આગળ માનવીનું કયારે ચાલ્યું છે તે વિઠ્ઠલરાવનું ચાલે?

એકાએક યુવાન વયે મૃત્યુ પામેલ વિઠ્ઠલરાવ અવગતે ગયો છે એવી લોક ચર્ચાએ ગંભિર રૂપ ધારણ કર્યું કંઈકને એના પરચા પણ મળવા લાગ્યા ને વાત વધી.

અને પછી તો ધોળે દિવસે પણ એ રિસાલદારના વાડા પાસેથી જવાની પણ કોઈની હિંમત ચાલતી નહીં. લોકજીભે રિસાલદારનો વાડો 'ભૂતિયાવાડા' તરીકે જાણીતો બન્યો.

વાડામાં રહેતાં અન્ય માનવીઓ પણ ભુતના ભયથી બીજે સ્થાને ચાલ્યાં ગયાં જન શૂન્ય બનેલો વાડો વધુ ભયંકર અને વધુ ઉજ્જડ બનવા લાગ્યો.

દિવસો વિતતા ગયા એવામાં વૈષ્ણવ આચાર્ય શ્રી. ગોવિંદલાલજી મહારાજની વડોદરા નગરીમાં પધરામણી થઈ. વૈષ્ણવોના આ આચાર્ય પોતાની સાથે મોટો રસાલો રાખતા હતા. અને રસાલો પણ શા માટે ન હોય? રાજસીઠાઠમાં રહેતા મહારાજ શ્રીના ઉતારાનો પ્રશ્ન તે કાળે વૈષ્ણવોને મુંઝવી રહ્યો હતો.

વડોદરાના મહારાજાને કાને આ વાત પડી. સર્વધર્મને સમાન ગણતા વડોદરા નરેશે એમના ઉતારાની વ્યવસ્થા કરવાનું માથે લીધું.

મહારાજશ્રીનો ઉતારો રાજવાડાની નજીકમાં જ ક્યાંક થાય તો રાજઘરાણાની સ્ત્રીઓ પણ મહારાજશ્રીના સત્સંગનો લાભ લઈ શકે. એવો બંદોબસ્ત કરવા ગાયકવાડ વિચારી રહ્યા હતા.

વૈષ્ણવ આચાર્યનો રસાલો ઘણો મોટો હતો. એટલે એમનો ઉતારો ક્યાં આપવો એ બાબતમાં ગણપતરાવ ગાયકવાડે પોતાના ખાનગી કારભારી અનંતરાવ સાથે ચર્ચા–વિચારણા કરી,

"અનંતરાવ ! વૈષ્ણવાચાર્યને મુશ્કેલી ન પડે એ માટે કોઈ વિશાળ જગ્યા ઉતારા માટે શોધી કાઢો."

મહારાજ ! આપને વાંધો ન હોય તો મારી નજરમાં રાજ–વાડાને અડીને જ એક જગ્યા આવે છે. આપણા રાજવાડાની પાછળ જ રિસાલદારના વાડામાં મહારાજશ્રીને ઉતારો આપીએ અનંતરાવે જગ્યા સૂચવી.

રિસાલદારનો વાડો ! ! અલ્યા એ તો ભુતિયોવાડો છે. વડોદરાના વૈષ્ણવો ઉતારાની સગવડનું સાંભળશે તો એમને પણ વાતમાં વાંધો જણાશે અને મહારાજશ્રીને કાને વાત નાંખે તો આપણું ને રાજનું પણ એમાં તો ખોટું દેખાય એવી તેં તો વાત કરી." ગણપતરાવ ગાયકવાડ અનંતરાવની વાતથી મૂંઝાયા હતા.

જુઓ મહારાજ ! વૈષ્ણવોના એ આચાર્ય આમ તો લોકમુખે ભારે સિદ્ધ પુરુષ ગણાય છે. લોકોની વાતમાં મહારાજશ્રીની સિદ્ધીનું કેટલું તથ્ય છે એની આ રીતે કસોટી પણ થશે.

અને મહારાજશ્રીએ કસોટીમાંથી પાર ઉતરશે ને વિઠ્ઠલરાવ રિસાલદારનો અવગતે ગયેલા જીવનો ઉદ્ધાર થશે તો આપણે તો એક કાંકરે બે પક્ષી મરે એવો ઘાટ થશે.





એકતો આવડા મોટા વાડાનો કોઈ ઉપયોગ થતો નથી. અને બીજુ એ કે એ વિસ્તારમાં રહેતી વસ્તી પણ રાત દિવસ બીકથી ...ડધી થઈ ગઈ છે એને પણ લાભ થશે.

કારભારી અનંતરાવની વાત છેક નાંખી દેવા જેવી તો ન હોતી ... ગણપતરાવ ગાયકવાડના ગળે એની વાત ઉતરી ગઈ અને વૈષ્ણવ આચાર્યશ્રી ગોવિંદલાલજીને પેલા 'ભુતીયાવાડા'માં ઉતારો આપવાનું ...ક્કી થઈ ગયું. પછી, તો જોઈએ છે જ શું ? ઘડી ના એ છઠ્ઠા ભાગમાં એ ભુતિયાવાડાને સાફસુફ કરીને ઉતારાને યોગ્ય બધીએ સગવડ એમાં ઉભી કરી દેવામાં આવી.

ગણપતરાવ ગાયકવાડે ઉતારાની કરેલી વ્યવસ્થાની જાણ વૈષ્ણવ પ્રજાને થતાં પ્રથમ તો બધાના મન કચવાયા પણ મુત્સદી અનંતરાવે બધાને સમજાવ્યા કે આવા સિદ્ધ પુરૂષના પગલા એ વાડામાં થતાં ભુતને પલિત બધાએ ભાગી છુટશે ને મહેતાપોળની વસ્તી પછી સુખચેનથી રહી શકશે. લોકોને ગળે પણ વાત ઉતરી ગઈ.

ભાઈ ભાઈ ! આપણા આચાર્ય કાંઈ સાધારણ માણસ થોડા છે કે ભુતપ્રેતથી ડરે ? અરે એમની સિદ્ધિને પ્રભાવથી જો જો ને એ ભુત ક્યાંય ભાગી જશે.

બીજો દિવસ થયો ને વૈષ્ણવાચાર્ય શ્રી. ગોવિંદલાલજી મહા-રાજની પધરામણી વડોદરાની ધરતી ઉપર થઈ. વૈષ્ણવ સમાજ અને આખુયે નગર એમને સામેથી લેવા માટે ઉમટયું. ખુદ ગણપતરાવ ગાયકવાડ એમના સામૈયામાં સામેલ થયા. વાજતે ગાજતે અને ભજન કિર્તન સહિત મહારાજશ્રી અને એમનો રસાલો ઉતારે આવીને ઉતર્યો જોતજોતામાં સાંજ પડી ને ધીરે ધીરે રાતના અંધારા પણ ધરતી પર ઉતરી આવ્યાં.

દિવસભરનો થાક ઉતારવા રસાલાના માણસો પોતપોતાના

સ્થાને જઈને આડે પડખે થયા. રાજસત્તાએ ઉતારાની સગવડ કરેલી પછી સુખ સગવડની શી કમી હોય ? ભારે ભોજન પછી બધાની આંખો ઘેરાવા માંડી.

મધરાતના ડંકા રાજવાડાની ઘડિયાળે પડયા. ગોવિંદલાલજી મહારાજ પણ પોતાનો નિત્ય નિયમ પરવારી સૈયા પર પોઢયા.

ત્યાં તો એક સાથે બારે મેઘ એક મેકમાં ટકારાતા હોય એવા અવાજો થવા લાગ્યા અને અપાર્થીવ જીવોની ચીસો ને દોડાદોડીથી આખોયે વાડો ધમધમી ઊઠયો રસાલાના માણસો ભયથી છળી ઊઠયા. ને દોડી આવ્યા. મહારાજશ્રીના શયનખંડમાં.

એકજ ક્ષણમાં આચાર્યશ્રી બધીએ વાતનો મર્મ સમજી ગયા. ઘડીભર માટે આંખો બંધ કરીને આજ્ઞા આપતા હોય તેવા અવાજે કહ્યું... શાંતિ... શાંતિ... શાંતિ... અને પછી કાંઈ પણ ન બન્યું હોય તેમ આંખો ખોલી પોતાના માણસોને આજ્ઞા આપી જાવ નિરાંતે સુઈ જાવ હવે તમને અભય છે અને આ શબ્દો સાથે જ બધું પૂર્વવત શાંત થઈ ગયું રસાલાના માણસો પણ નિરાંતે જઇને ઉંઘી ગયા. આચાર્યશ્રીએ એ પછી શું કર્યું. એ કોઈની જાણમાં નથી. પરંતુ રાતભર વાડામાં સ્હેજ પણ અજુગતું બન્યુ નહિ.

સવાર થયુંને આ વાત વાયુવેગે આખાયે વડોદરામાં ફેલાઈ ગઈ. લોકોના ટોળે ટોળાં રિસાલદારના ભુતિયાવાડા આગળ ભેગાં થયાં. મહારાજશ્રીએ ભુતને વશ કર્યાની વાત ચારેકોર ફેલાઈ ગઈ.

ગણપતરાવ ગાયકવાડને પણ આ વાત મળી. પરંતુ એ યુવાન રાજવીનું મન કેમે કરીને માનતું નહોતું. એમણે તો વાત મૂકી હું ભુતને વશ કરેલું નજરે જોઉં તો જ આ વાત માનું. વૈષ્ણવ મહારાજે રાજાનો આ પડકાર ઝીલી લીધો. અને સામેથી કહેવડાવ્યું કે કાળજુ કઠણ કરીને આજે મધરાતે રિસાલદારના વાડામા પધારજો.



બીજા દિવસની મધરાત્રી આવી પહોંચી. ગણપતરાવ મહારાજા ભુતને નજરે જોવા જઈ રહ્યા છે. એ વાતથી પ્રજાના દિલ પર ભયનો સોપો પડી ગયો છે. 'ઝેર'ના પારખા ન હોય એથી અનુભવ વાણી એમને રોકવાના પ્રયત્ન કરી રહી છે. પરંતુ યુવાન રાજવીને તો આજે વાતનો તાગ લેવો હતો ને ? એ કેમ માને ?

ભુતિયાવાડાના દિવાનખંડમાં ઘીને કોપરેલ ભરેલા દિવડા ખંડને અજવાળી રહ્યા છે.

આચાર્યશ્રી ગોવિંદલાલજી મહારાજ મુખ્ય બેઠક ઉપર બેઠા છે અને એમની બાજુમાં યુવાન ગણપતરાવ મહારાજાનું આસન છે. નજીકમાં મહારાજાના અંગરક્ષકો કાંઈક અજુગતું બનશે એવા ભયથી ધ્રુજી રહ્યા છે

ત્યાં તો એક સોહામણો શસ્ત્રસજ્જ યુવાન કોક અગોચર ખૂણેથી વૈષ્ણવાચાર્ય પાસે આવીને ખડો થયો. મહારાજાએ એને ઓળખ્યો એ જ વિઠ્ઠલરાવ રિસાલદાર.

મહારાજશ્રીએ પેલા યુવાનને આજ્ઞા કરી. વિઠ્ઠલરાવ ! તમે આ સ્થાન છોડી જાવ.

ત્યાં તો રિસાલદારનો અવાજ સંભળાયો પ્રભુ ! આપની આજ્ઞા માનીને મારી સાથેના અન્ય અવગતીયા જીવોને દૂરના પેલા ઝાંપે મોકલી દીધા છે પરંતુ મને કૃપા કરીને અહિં જ રહેવા દો. મારાથી આ વાડાની માયા છુટી શકે તેમ નથી. મારા ઉપર એટલી કૃપા કરો.

અને કહેવાય છે કે આચાર્યશ્રીએ એ અવગતે ગયેલા રિસાલદારને એના ધનભંડારવાળા ભોંયરાના ખંડમાં રહેવાની આજ્ઞા આપી.

ગણપતરાવ મહારાજાએ આ પ્રસંગથી ખુશ થઈને આખોયે વાડો વૈષ્ણવ સંપ્રદાય માટે ભેટ કર્યો

આજે તો એ અવગતે ગયેલ રિસાલદારની કોઈ નિશાની નથી રહી. પરંતુ જે સ્થાને એને રહેવાની મહારાજશ્રીએ આજ્ઞા કરેલી એ ભોંયરાના દરવાજે આજે પણ ખંભાતી તાળાં વસાએલાં જ રાખવામાં આવે છે. વર્ષોથી એની ભીતરનો ભેદ કોઈ પામી શકતું નથી.

ગણપતરાવ ગાયકવાડ અને આચાર્યશ્રી ગોવિંદલાલજી તો કાળને આધીન બન્યા. પરંતુ પ્રસંગની યાદ આપતો ભુતડાયો ઝાંપો ભુતડીઝાંપો અને રિસાલદારના ભુતયાવાડામાં સ્થપાયેલું શ્રી. ગોવર્ધનનાથજીનું મંદિર ને એ મંદિરમાંનું પેલું ભોંયરું આજે પણ એ જ સ્થિતિમાં મોજુદ છે.



# ૨૮ શેષ વિશેષ

વડોદરાની ધરતી પર ખોળવા જઈએ તો ઈતિહાસનો પાર નથી. એની એકએક પુરાણી ઈમારત પાછળ એના રસ્તા ઉપર કંઈક ને કંઈક વાત મળી આવે છે.

અત્યારની વડી ટપાલ કચેરીની ઈમારત નજીક એક વેળાની વિશાળ ખારીવાવ ધરતીના પેટાળમાં ભંડારાઈ ચૂકી છે. એ વાતની કેટલાને ખબર હશે? હા, ગઈકાલનાં માનવીઓએ તો એ વાવને નજરે જોઈ હશે. અરે વડોદરાની પ્રજાએ કદાચ એ ખારીવાવનાં પાણીનો ઉપયોગ પણ કર્યો હશે. પરંતુ આજે એ વાવ નથી. વાવના અવશેષો પણ રહ્યા નથી. હા...એ રસ્તાનું નામ એની યાદ આપતું રહી ગયું છે. ખારીવાવ રોડ ઉપરથી પસાર થતો કોક અજાણ્યો મુસાફર વાવને શોધવા પ્રયત્ન કરે તો એને નિરાશા જ મળે ને?

એવી જ વાત છે એક વેળાના વડોદરાના મોભાદાર સરદાર મીર બાકરઅલી અને એ મીરબાકરઅલીના વાડાની એક કાળે જ્યાં હાથીઓ ઝુલતા હતા ત્યાં આજે એમાંનું કાંઈ નથી રહ્યું. મીર બાકરઅલીના વાડાનાં પ્રવેશ દ્વારનો દરવાજો એની પુરાણી ભવ્યતાનો ખ્યાલ આપતો આજે પણ મોજુદ રહ્યો છે. બાકી તો પેલી કહેવતમાં કહ્યું છે ને કે રાજા ત્યાં સુધી રાવણાં ને બાદશાહ ત્યાં સુધી બજાર દોમ દોમ સાહ્યબી અને સત્તા ભોગવતા મીર બાકરઅલી કાળના ગર્ભમાં વિલિન થઈ ગયા. એમણે ઉભી કરેલી વાડાની ભવ્ય ઇમારત ઈંટ-રોડામાં ફેરવાઇ ગઈ. માનવીની સ્થિતિ વારાફેરા લે છે. સ્થાનની

માલીકી બદલાઈ જુની ઇમારતને સ્થાને નવી ઈમારતો અને નવાં નામ ઉભા થયાં આવતી કાલની પ્રજા કદાચ એ સ્થાન એક વેળા "મીર બાકરઅલીના વાડા" તરીકે ઓળખાતું હતું એ પણ નહીં જાણે.

વાડાના દરવાજા સામે જ એક વિશાળ કુવો હતો ત્રણ રસ્તાના ત્રિભેટા ઉપરનો કુવો આજે તો પુરાઈ ચૂકયો છે. અને રસ્તો બની જતાં એની નિશાની પણ નથી રહી.

ઘીકાંટા ટાવર ચાર રસ્તા આગળ આજના નવરંગ ટાકીઝ તરફ જતો રસ્તો એક કાળે 'બેગડી માતા રોડ," તરીકે ઓળખાતો હતો એ વાત કેટલા જાણે છે? અને એ રસ્તા સાથે જે બેગડી માતાનું નામ જોડાયું છે તે માતાનું મંદિર કયાં છે? આ સવાલનો જવાબ આજે તો આપણી પાસે નથી. ચિત્તેખાન હનુમાનની જ વાત લ્યોને વડોદરાનાં કેટલાં માનવીઓને ખબર છે કે આ હનુમાનનું મંદિર પહેલાં પહેલા નંબરની શાળા પાસેના રસ્તા ઉપર હતું જે પાછળથી ખસેડીને આજના સ્થાને ઊભું કરવામાં આવ્યું છે.

અને બીજી એક વાત અત્યારે અમદાવાદી પોળ અને બહારનો ભાગ એકવેળા પીપળાગેટ તરીકે ઓળખાતો હતો એ જુની ઓળખ આજે કેટલાને છે?

અત્યારના પદ્મવતી ચોગાનવાળા ભાગમાં ખજુરી મસ્જીદની નજીકમાં જ એકવેળા બોલાઈ માતાનું મંદિર હતું. એ વાત પણ કાળે કરીને આપણે ભુલી ચુકયા છીએ. એ મેદાનની સામેના ભાગમાં અત્યારે "સાગર બીચ" તરીકે ઓળખાતો ભાગ એક પુરાણી વાવના મોઢા ઉપર ઉભો થયો છે એવું આજે કોઈ કલ્પી શકે તેમ છે? **એ ભગત બુવાની વાવડીને** આજે કોણ સંભારે છે?



વડોદરામાં ઘોડાથી ખેંચાતી ટ્રામનો વ્યવહાર હતો એવું તો આજના માનવીઓએ સાંભળ્યું છે. અને તાજેતરમાં જ વાડી વિસ્તારમાં ખોદકામ થતાં ટ્રામના પાટા મળી આવ્યાનું પણ સાંભળ્યું હતું. પરંતુ સ્ટેશનથી શહેરમાં આવતી એ ઘોડા ટ્રામના ઘોડા કોઠીનો ઢાળ નહોતા ચઢી શકતા એટલો એ ઢાળ હતો. અને ત્યારે વધુ બે ઘોડા અત્યારના મોટા દવાખાના સામેની પોલીસ ચોકી આગળના તબેલા-માંથી જોડાતા અને ઢાળ ચઢી રહેતાં મામાની પોળ આગળ છુટા કરાતા એ વાતની કેટલાને ખબર હશે?

વડોદરાની વાત નિકળે છે અને તે સાથે જ વડોદરાના વાડાઓ અને સરદાર કુટુમ્બોની હકીક્તો નજર આગળ આવ્યા વિના રહેતી નથી. વડોદરાના સરદાર કુટુમ્બોના એકેએક વાડાઓ પાછળ શૌર્ય ભર્યો ઈતિહાસ રહેલો છે. વડોદરાની ગાયકવાડી સત્તાના પાયા મજબુત કરવામાં આ સરદારોનો ફાળો મહત્ત્વનો હતો એ એક હકીક્ત હતી.

અને તે સાથે જ વડોદરાના ધનપતિઓને પણ કેમ ભુલાય. આત્મારામ ભુખણ ને મ્હૈરાળ...શામળ બહેચર ને હરિભક્તિ, લલ્લુ બહાદર ને વેણીરામ કેટકેટલાની યાદો આ વડોદરા સાથે જોડાએલી છે.

આજે મહેતાપોળને નાકે આવેલી લલ્લુ બહાદરની હવેલી નિસ્તેજ ખડી છે. એના વિશાળ દરવાજાના ઓટલે ચુનાના ડબ્બાને ફાટેલા કંતાનના કોથળા તો વળી રંગના ડબલા પડી રહેલાં જોઈને ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે કે એક વેળા આ હવેલીના આંગ-ણામાં ભલભલા ચમરબંધીના હાથીઓને ઘોડા મુલાકાત માટે પોતાનો વારો આવવાની રાહ જોતા ખડા રહેતા હતા.

નામ તેનો નાશ...બધુ જ ફરી ગયું બધું જ પલ્ટાઈ ગયું. ગઈ કાલની ઈમારતો હા–ઈંટરોડાની ઈમારતો અને પ્રખર વ્યક્તિત્ત્વ ધરાવતી વ્યક્તિઓની જીવંત ઈમારતો આજે તો અવશેષોમાં પલ્ટાઈ

ચૂકી છે. એ અવશેષો તરફ નજર ફેંકવાની પણ આજના માનવીઓને ફુરસદ નથી. સવાર પડે ને લાખ ચિંતા હોય ત્યાં વળી પાછલી વાતો તરફ નજર કરવા ક્યાંથી નવરાશ મળે?

ગઈકાલ–આજમાં પલ્ટાઈ ચૂકી છે. આજ વળી આવતી કાલે ગઈ કાલમાં ફેરવાઈ જશે. જુનું વધુ ને વધુ જુનું બની જશે. નવી ઈમારતો...ને નવા નવા અવશેષો—કાળક્રમ ચાલ્યા જ કરશે. ગઈ કાલ ભુલાવા સરજાએલી છે એ વાત સાચી હશે. હોઈ શકે છે. પરંતુ એ ભવ્ય ગઈકાલમાંથી આજના માનવી આ જીવતર જીવવાનો કંઈક બોધ પાઠ લેશે તો પણ બસ થઈ પડશે.



